શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી,

જે. પી., એમ. આર. એ. એસ.,

મુંબાઈ.

જેઓ ગુર્જરગિરાની ઉન્નતિના કાર્યને ટેકો આપે છે, ચિત્રકળાની ખીલવણીના
સ્તંભરૂપ છે, ઐતિહાસિક વસ્તુઓનો સંગ્રહ કરવામાં સતત
પ્રયાસ કરી રહ્યા છે, બ્રિટિશ અમલના નેક ન્યાયમાં
શ્રદ્ધા ધરાવે છે, તથા અનેક પુસ્તકો રચી
સાહિત્યસેવામાં વધારો કર્યો છે, તેઓને
સપ્રેમ આ જીવનવૃત્તાંત કર્તાએ
અર્પણ કર્યું છે.



# પ્રસ્તાવના.

હિન્દુસ્તાનના ઇતિહાસમાં, અને આગળ વધીને કહીએ તો સમગ્ર જગતના ઇતિહાસમાં નહિ બનેલો એવો અવનવો પ્રસંગ આવતા ડિસેમ્બર માસમાં બનનારો છે. આ પ્રસંગે અતિશય દૂરના પોતાના તાબાના મહાન્ રાજ્યપ્રદેશમાં નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જ પધારનાર છે. પોતાની હિન્દની પ્રજા તરફ મમતાળુ સમભાવ અને સાહાનુભૂતિ દર્શાવનાર અતિ કૃપાવંત નામદાર શહેનશાહના જીવન સંબંધી વૃત્તાંત જાણવાને હિન્દવાસીઓ આતુર અને ઉત્સુક બને એ સ્વાભાવિક જ છે. તેથી એમની એ આતુરતા અને ઉત્સુકતા સંતોષવાની ખાતર પ્રસ્તુત જીવન વૃત્તાંત ઉપલબ્ધ સાધનોમાંથી તૈયાર કરવાનું સાહસ ઉઠાવેલું છે. આશા છે, કે ધારેલો હેતુ પાર પડશે.

સત્પુરૂષોના જીવનની નોંધ તો સવિશેષ ઉપયોગી છે. તેઓ આપણા હૃદય ઉપર સત્તા ચલાવે છે, આપણને આશા આપી ઉત્તેજે છે, આપણા આગળ મહાન દૃષ્ટાંતો રજુ કરે છે; અને જ્યારે માણસો ઉચ્ચ પ્રેરણાથી જીવનપર્યંત પોતાનું કર્ત્તવ્ય કરી રહે છે ત્યારે પણ તેમની અસર કદી પણ પૂરેપૂરી લય પામતી નથી. જ્યૉર્જ હર્બર્ટ કહે છે કે "સજ્જીવન કોઇ દિવસ કમોસમનું ફળ ગણાતું નથી."

આ વૃત્તાંત તૈયાર કરવામાં છ સાત મુખ્ય બાબતો ઉપર ખાસ ધ્યાન આપેલું છે. એક તો એ, કે તે સામાન્ય લોકસમૂહને માટે હોવાથી તેમાં ભાષા અને વિચાર દર્શનની શૈલી બને તેટલે અંશે સરળ અને સહેલી રાખેલી છે. બીજું એ, કે તુલનાના વિકટ અને સામાન્ય લોકને રૂચે નહીં એવા પ્રદેશમાં પ્રવેશ કરવો એ ઉચિત નહીં લાગવાથી, તે દિશામાં પ્રયાસ કરેલો નથી અને લોકને ટુંકામાં ઝાઝી માહિતી મળી શકે, એવો ઇષ્ટ માર્ગ ઉક્ત ઉદ્દેશથી સ્વીકારેલો છે. ત્રીજું એ, કે બ્રિટિશ સામ્રાજ્યની છાયા હેઠળ આ દેશની જાહોજલાલીની પુનઃ ઝાંખી કરેલી છે અને પ્રભુ કરશે તો તે અખંડપણે અને અબાધિત રીતે ક્રમે ક્રમે તેમાં આગળ વધતો જશે. આથી પ્રસંગ મળતાં તે સંબંધી સ્થાને સ્થાને સૂચનો કરેલાં છે અને વાચકનું ધ્યાન દોરેલું છે. ચોથું એ, કે નામદાર શહેનશાહે પોતાના અત્યાર સુધીના જીવનનો મોટો ભાગ તાબાની પ્રજાનો અંગત અનુભવ લેવામાં તથા તે પ્રજાઓ એકત્રિત કેવી રીતે થઈ શકે

એવા ઉપાયો યોજવામાં સહાયભૂત થાય એવા પ્રવાસો કરવામાં વ્યતીત કરેલો છે. તેથી એ નામદારના પ્રવાસો અને એ પ્રવાસોમાં થયલા તેમના અનુભવો તથા તેની અસરો વિશે કેટલીક અગત્યની હકીકત આપેલી છે. પાંચમું એ, કે પ્રાતઃસ્મરણીય મહારાણીશ્રી વિક્ટોરીઆ તથા સુલેહશાંતિસ્થાપક સપ્તમ એડવર્ડ હિન્દની પ્રજા તરફ જેવો મમતાળુ સ્નેહ રાખતાં હતાં, તેવો સ્નેહ નામદાર જ્યૉર્જ પાંચમા અને નામદાર મહારાણી મેરી ધરાવે છે, એમ તેમના હિન્દના ચિરસ્મરણીય ૧૯૦૫ ના પ્રવાસથી હિન્દની પ્રજાને પ્રત્યક્ષ થયલું છે, તેથી એ પ્રવાસ સંબંધી વિશેષ લંબાણથી હકીકત આપેલી છે. છઠ્ઠું એ, કે બ્રિટિશ રાજ્યથી હિન્દુસ્તાનને કેવા ફાયદા થયા છે તેનું બ્યાન કવિતારૂપે આપવામાં આવ્યું છે. છેલ્લું અગત્યનું એ છે, કે હિન્દની પ્રજાને અત્યાર સુધીના રાજ્યકર્તાઓ તરફથી જે સંદેશાઓ—ઢંઢેરાઓ ( Proclamations )ની નવાજેશ થયલી છે, તે સર્વ સંદેશાઓ મૂળ અને ભાષાંતર સાથે અત્રે એકત્ર પ્રકટ કરેલા છે.

ઉપર જણાવેલા ઉદ્દેશથી પ્રસ્તુત જીવન વૃત્તાંત તૈયાર કરેલું છે. આ પુસ્તક તૈયાર કરવામાં રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની. બી. એ. એ શ્રમ ઉઠાવીને સહાય આપેલી છે, તેમાટે તેમનો હું સપ્રેમ આભાર માનું છું. સુપ્રસિદ્ધ, વયોવૃદ્ધ સાક્ષરવર્ય રા. રા. રણછોડભાઈ ઉદયરામ દવે જેઓ કચ્છના દિવાન પદથી નિવૃત્ત થયલા છે તેમણે નિવૃત્તિના સમયમાં પણ આ પુસ્તકનો ઉપોદ્‌ઘાત અને નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમા તથા નામદાર શહેનશાહરાણી મેરીના અત્યાર સુધીના જીવનનું યશોગાન પદ્યમાં લખી આપીને જે મોટી કૃપા કરી છે, તેમનો હું આભાર માનું છું.

આ વૃત્તાંત રચવામાં કેટલાંક પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે અને આ સ્થળે તે સર્વ ગ્રંથકર્તાનો આભાર માનવામાં આવે છે.

પરમાત્માની કૃપાથી નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમા પોતાના જીવનવૃત્તથી તેમજ પોતાનાં પ્રજાહિતવર્ધક કાર્યોથી પોતાની પ્રજામાં વિશેષ જાણીતા થાઓ, એવી પ્રાર્થના છે. આ કાર્યમાં પ્રસ્તુત જીવનવૃત્તાંત કંઇક અંશે કામ આવશે, તો આ લેખક પોતાને કૃતકૃત્ય માનશે. ઇતિ શમ્.

તા. ૨૫-૧૧-૧૧.

ગ્રંથકર્ત્તા.



# અનુક્રમણિકા.




# ઉપોદ્‌ઘાત.

પંચમ જ્યૉર્જ એ હિન્દના મહારાધિરાજ છે, અને પંચમ મેરી એ હિન્દનાં મહામહિષી છે. આ પુસ્તકમાં એમના વર્તનનું દિક્‌દર્શન કરાવ્યું છે. તે ઉપરથી જાણવા યોગ્ય કેટલીક હકિકત નિવેદન થઈ જાય છે.

એ મહિમાવંતા અને પ્રજાપ્રિય મહારાજા હિન્દમાં પધારે છે તેવા સમયમાં તેમના રૂડા જીવન સંબન્ધી વૃત્તાંત જાણવાની અગત્ય આ પુસ્તક પૂરી પાડે છે. બની શક્યા પ્રમાણે એમાં જાણવા જેવા પ્રસંગો દાખલ કરવામાં આવ્યા છે તેથી આશા રાખવામાં આવે છે કે એ પુસ્તક ગૂજરાતી પ્રજાને ઉપયોગી થઈ પડશે.

રાજા એ ઈશ્વરી અંશ છે તેથી તેમના પ્રતિ પ્રજાની પૂજ્ય ભાવના પ્રકટ થાય છે. તે પ્રમાણે આપણા મહારાજા પ્રતિ થયેલી છે. એઓ જ્યારે યુવરાજ પદે હતા ત્યારે હિન્દમાં આવી ગયા છે. હિન્દની પ્રજાની સ્થિતિ અને લાગણીથી તેઓ જાણીતા થઈ ગયા છે. હિન્દની પ્રજા જેવી રાજભક્ત છે, એવોજ ચિતાર, તેમના હૃદયમાં ઉતરેલો તે તેમના પોતાનાજ કથનથી જણાય છે. હવે જ્યારે પ્રભુકૃપાથી તેઓ હિન્દના મહારાજાધિરાજને પદે આવ્યા ત્યારે એ પદ હિન્દમાં જ ધારણ કરવાની એમની વૃત્તિ થઈ છે તે એમના પોતાનાજ અંતઃકરણપૂર્વકની છે. આવો રૂડો પ્રસંગ હિન્દને પ્રાપ્ત થયો છે તે તેના ભવિષ્યનું સુચિહ્ન છે. મહારાણી વિક્ટોરીયાએ હિન્દની રાજ્યવ્યવસ્થા નામદાર ઈસ્ટ ઈંડિયા કંપની પાસેથી પોતાને સ્વાધીન લીધી ત્યારથી હિન્દપ્રતિનો તેમનો પ્રેમ વિશેષ પ્રકટ થયો હતો, અને હિન્દને સુખી કરવાની તેમણે પૂરી કાળજી રાખી હતી. તેમના પછી, તેમના સુપુત્ર આપણા માજી મહારાજાધિરાજ સપ્તમ એડવર્ડે રાજ્યની લગામ પોતાને સ્વાધીન લીધી ત્યારથી તેઓ હિન્દની વૃદ્ધિને માટે યોગ્ય ઉપાયો યોજવાના કામમાં પૂરતી કાળજી રાખતા હતા. હિન્દનું હિત તેમના હૃદયમાં વસેલું હતું અને તેટલાજ

ઉપરથી, તેમના સુપુત્ર પાટવી કુમારશ્રી હિન્દમાં આવી સર્વ પ્રકારની માહિતી મેળવે એવી એમની તીવ્ર આકાંક્ષા થઈ હતી. તે ઇચ્છા તેમની પૂર્ણ થઈ. અને કુળદીપક પુત્રને મુખેથી તેમણે મેળવેલો અનુભવ સાંભળીને તેમને પૂર્ણ સંતોષ થયો હતો. પોતે જ્યારે યુવરાજ પદે હતા ત્યારે પોતાનાં રાજમાતાની પડખે રહીને, પોતે મેળવેલા અનુભવનો ઉપયોગ કરવાને સાહાયભૂત થયા હતા તેમ પોતાના વ્હાલા યુવરાજે મેળવેલા અનુભવનો લાભ લેવાને અને તેમની યોગ્યતા વધારવાને તેઓ ખંતી થયા હતા. પણ તેમનું જીવતર લાંબું પોહોંચ્યું નહિ અને હિન્દનું વિશેષ ભલું કરવાની તેમની ઇચ્છા તેમના મનમાં જ રહી ગઈ. એ ઇચ્છાઓનું અનુકરણ કરવાને આપણા નવા મહારાજાધિરાજ પોતે મેળવતા જતા અનુભવથી બહુ સારી રીતે કરશે એવી આપણને પૂર્ણ આશા છે. આપણે ઘણી વાતે પછાત છિયે, આપણામાં નાનાપ્રકારની ખામિયો છે. આપણા અંતઃકરણના સુધારા આપણે કરવાના બહુ બાકી છે, આપણે આર્યપ્રજા, કૃતજ્ઞ છિયે. આપણે આપણા મહારાજાધિરાજને ઇશ્વરી અંશ માનીને તેમની ભક્તિમાં નિમગ્ન રહીશું તો ભવિષ્યમાં આપણને અનેક પ્રકારે લાભની પ્રાપ્તિ થતી જશે. હમણા તો આપણે આપણી યોગ્યતા વધારવાના પ્રયત્નો પૂરા શ્રમથી કરવાના કામમાં જ નિમગ્ન રેહેવું. આપણી સંસાર સ્થિતિ સુધારવી અને જેમ વિદ્યાકળાની વૃદ્ધિ થાય તેમ કરવાને પ્રયત્ન કરતા રેહેવું. કોઈ પણ પ્રકારની કુટિલ વૃત્તિનો પ્રવેશ થવા દેવો નહિ. આવું વર્ત્તન રાખવાથી પ્રભુ આપણા ઉપર પ્રસન્ન રેહેશે. રાજ્યપ્રતિ પૂરો ભક્તિભાવ રાખવાથી રાજ્ય આપણું સારૂંજ કરશે. રાજ્યના અધિષ્ઠાતા આપણા મહારાજાધિરાજ પંચમ જ્યૉર્જનો સમય આપણને સર્વ વાતે સાનુકૂલ અને લાભદાયક થઈ પડશે. એ મહારાજાધિરાજના અંતઃકરણમાં આપણા પ્રતિનો પ્રેમ પૂરેપૂરો છે, એટલાજ માટે તેઓ અતિ શ્રમ વેઠીને આપણા હિન્દમાં પધારી, આપણી રાજભક્તિનો લાવો આપણને આપવા આપણા હિન્દના મહારાજાધિરાજનું પદ આપણી સમક્ષ ધારણ કરવાના છે.

બ્રિટિશ સામ્રાજનો મહિમા જેવો તેવો નથી, તે જેવો મહાન્ છે તેવોજ ખ્યાલ આપણા અંતઃકરણમાં ઠસાઈ રેહેવો જોઇએ. આખી પૃથ્વીની ભૂમિનો વિસ્તાર, ૫,૨૫,૦૦,૦૦૦ ચોરસ માઈલનો ગણાય છે તેનો લગભગ પાંચમો ભાગ, ૧,૨૦,૦૦,૦૦૦ ચોરસ માઈલ બ્રિટિશ સામ્રાજ્યની સત્તા નીચે છે. એ રાજ્યની વસ્તિ ૧૯૦૧ ની ગણતરીને અનુસરીને લક્ષમાં લઈએ તો ૩૮,૮૭,૧૨,૭૮૫ ની થાય છે તેમાં ૩૩,૫૬,૭૨,૩૧૭ આપણા જેવા દેશિયો છે અને, ૫,૩૦,૪૦,૪૬૮ ગોરી વસ્તી છે. આખી પૃથ્વીની

વસ્તીનો સુમાર ૧,૫૦,૦૦,૦૦,૦૦૦ ગણવામાં આવે છે એ હિસાબે બ્રિટિશ સામ્રાજ્યની વસ્તી આખી પૃથ્વીની વસ્તીનો ¼ ભાગ કરતાં વિશેષ થાય છે.

આખી પૃથ્વીના ગોળાના ઉત્તરાર્ધ અને દક્ષિણાર્ધ એવા બે ભાગ કલ્પિયે તો ઉત્તરાર્ધમાં યુનૈટેડ કિંગડમ (ગ્રેટબ્રિટન) આપણો ઉત્તર હિન્દદેશ, અને કેનેડાની તેમાં ગણતરી કરતાં ૫૨,૭૧,૨૭૫ ચોરસ માઇલનો વિસ્તાર થાય છે અને દક્ષિણાર્ધમાં, આપણો દક્ષિણ હિન્દ અને બ્રહ્મદેશ; પૂર્વ, પશ્ચિમ, અને મધ્ય આફ્રિકા; વેસ્ટ ઇંડિયન સંસ્થાનો; ઓસ્ટ્રેલિયાનો ઉત્તર ભાગ; બ્રિટિશ બોર્નિયો; ન્યુગીની; ઉત્તર અમેરિકાનો આર્કટિક્ પ્રદેશમાં વિસ્તરાયલો ભાગ એટલાની ગણના કરતાં ૫૩,૦૮,૦૦૦ ચોરસ માઇલનો વિસ્તાર થાય છે.

આવા વિસ્તારવાળા મહાપરાક્રમી બ્રિટિશ સામ્રાજ્યના મહિમાનો પાર નથી. એ મહારાજ્યના એક ભાગ ઉપર સૂર્ય પ્રકાશી અજવાળાનો પ્રકાશ પાડ્યા કરે છે, ત્યારે બીજો ભાગ, રાત્રીના શાંત સમયમાં આરામમાં રેહેછે. અને ત્યાં જ્યારે સૂર્ય પ્રકટ થાય છે, ત્યારે બીજા ભાગ ઉપર રાત્રીની શાન્તિ નિવાસ કરે છે. આ પ્રમાણે—

( ગીતિ. ).

મહિમાવંતા રાજ્યે, અસ્ત ન પામે રવિ કદિ કો કાળે,
વૃદ્ધિ એમ જ વધતાં, રણ ઇચ્છે પ્રભુ સદાય સંભાળે.

રણછોડભાઈ ઉદયરામ.

## શહેનશાહ જ્યૉર્જ પાંચમાનું અને શહેનશાહ રાણી મેરીનું યશોગાન.

### ( સાક્ષર શ્રીયુત રણછોડભાઈ ઉદયરામ. )

( હરિગીત જાતિ. )

જ્યાં પંચ[1] અંક ભળેજ ત્યાં પ્રભુરૂપ પ્રકટી જાય છે;
શુભ પુણ્ય કાર્યો થઈ જતાં જયકાર જગમાં થાય છે.
પંચમ[2] થયા નૃપ જ્યાર્જ મહિષી મેરી પણ પંચમ[3] થયાં,
પૃથ્વી પૂરીના પંચમાંશે સામ્રાજ દૃઢ ધરી રહ્યાં. ૧
ગત ચારના[4] શુભ સદ્‌ગુણોને સંગ્રહ્યા નિજ અંગમાં,
અવની ઉપર ઉજ્વળ થવા અવગુણ ગ્રહ્યા નહિ અંગમાં;
શુભ કૃત્ય કરવા બાકીનાં તે, પૂર્ણ કરવા અવતર્યાં,
અતિ આદરે પૂરાં કરી ભવસાગરે રે'જો તર્યાં. ૨
પ્રિય થાવ આપ, પ્રજા તણાં સૌ કષ્ટ કાપો હોય તે,
આશીષ દેતાં જગજનો જગમાં વશીને જોય તે;
રાજા પ્રજાના ધર્મ પાળો ને પળાવો પ્રીતિથી,
રાજા પ્રજાનું છે ભલું આ સાચવ્યે નિ'મ નીતિથી ૩
જે ક્રારકેરો ભાર ધરી શિરપર મુકુટ ધારણ કર્યો
પછીં ભેટતાં યુવરાજને મુખ ભાગ તે આગળ ધર્યો[4]
મેં એમ જાણ્યું નૃપ શ્રિયે યુવરાજ પ્રતિ ચુંબન સમે
નિજ હોઠ દ્વારા સૂચવ્યું મુજ હિન્દ સાચવજો તમે. ૪
હિન્દી પ્રજા પ્રેમી પૂરી છે, ભજે ભાવે તાજને,
શોભાવનારી છે સરસ મુજ સકળ રૂડા રાજને;

---

૧ માનપત્ર ૫૫૦ મેળવ્યાં તેમાં બે પાંચડા છે. પચાસ હજાર માઈલ પર્યટન કર્યું તેનો આદિ અંક પાંચડો છે; લગભગ ૫૦ હજાર પુરૂષો સાથે કરાલિંગન કર્યું તેનો આદિ અંક પણ પાંચ છે. ગિલ્ડહોલમાં માનનો મેળાવડો થયો તે તારીખ પણ પંચમ છે. આ પ્રમાણે આવા અણધાર્યા શુભ પંચમ એકનું સંમેલન થયું છે એ અતિ શુભસૂચક ચિન્હ છે. હિન્દની મુસાફરીનું વર્ષ ( ૧૯૦૫ ), તેમાં પણ પંચમ છે. એમની નોંધ પોથી પણ ૧૮૮૫ માં લખાયલી છે. ૨ પ્રથમ ચાર જ્યૉર્જ ઇગ્લાંડની ગાદી ઉપર થઈ ગયા છે. ૩ તેમજ મેરી નામની ચાર મહારાણિયો થઈ ગઈ છે—(અ) પહેલી મેરી (બ) મેરી, ક્વીન ઑફ સ્કૉટ, (ક) મેરી મૉડેના–જેમ્સ બીજાની રાણી, (ઙ) અને મેરી બીજી–રાજા વુલીયમ ત્રીજાની રાણી. ૪ આ સમયની છબી જોવાથી આ કલ્પના સમજાશે.

અતિ ઉમળકો પૂર પ્રેમનો આ હિન્દ વિષયે મન વશ્યો,
ઘટવા ન દેશો ઘટ વિષે અણુ એકપણુ ઉણો કરયો. ૫
વડપણુ વિષે તો વેઠવાના જોગ છે ઝાઝા ગણી
ઓશી ખોલા[1] તે ખાટલે કરી તાવણી માલમ તણી
આ વાંક સાથી શિર ઉપર જે સમય આવીને પડ્યો;
સાચું હતું તે સૂચવીને સાચ પંથે જઈ ચડ્યો. ૬
બાળાચરણ આપે કર્યાં જે શુદ્ધ સારા ભાવથી
તેવાં વધાં ને વળી વદો છો બોધ દેવા લાવથી
અનુકરણ તેમ કરાવવા ઉદ્દેશ આપે આદર્યો,
અતિ સ્તુત્ય એ છે કાર્ય રૂડું ભાવ જેમાં છે ભર્યો. ૭
ભો ! આપ શિક્ષા ઉચ્ચરોછો આદરે બાળો પ્રતિ
તે હૃદયમાં રે'શે જડાઈ દૃઢ થશે બાળક મતિ
છે રાજ્યનું ધન શુભ પ્રજા તે સદ્‌ગુણી થઈ ઉછરશે
રાજાપ્રજા એ ઉભયને શુભ લાભ તેમાંથી થશે. ૮
માબાપ ભક્તિ,[2] દેશભક્તિ, રાજ્યભક્તિ રાજતી,
પ્રભુભક્તિ પૂરણુ પ્રેમની ભરી, જગ પ્રસરવી ગાજતી
તે બાળહૃદયની માંહ ઉંડી કોરવા યત્ને કરી
બોધો બધાં બાળકપ્રતિ અતિ અંતરે આદર ધરી. ૯
નિર્દોષ ને વળી સ્વચ્છ હૃદયો બાળનાં, સમભાવથી
ભાસે ભલાં તે માટે તેશું જઈ ભળો સુસ્વભાવથી,
આ આપનું દૃષ્ટાંત જોઈ, સૌ અમે અતિ રીઝિયે
દેશોન્નતીનું મૂળ માટે અનુકરણ સમ કીજિયે. ૧૦
ભો ! યુગલ ! તમને સાંભરે છે ? પીંછ શુસિયા[3] શિર ધર્યાં
મેયારી[4] કેરો પ્રેમ પૂરો પારખી હર્ષે ભર્યાં.
મેયારી ને બ્રિટિશ બંને લાભ સરખા ભોગવે
શુણી શબ્દ એજ પ્રધાનના તુજ હરખ હૈડું જોગવે. ૧૧
પરખી પ્રજા આપે, પ્રજાએ આપને નિહાળિયા,
વળી અસર પામ્યા કેવી સારી હિન્દના નિશાળિયા,
પરિણામ તેનો શુભ થતો જ્યમ જ્યમ જનો નિહાળશે
અંતર અતિ આભાર માની આ સમય સંભારશે. ૧૨
જગમાં ભમી અનુભવ ભર્યો નિજ હૃદયમાં ઓછો ગણી
અનુભવ અમલમાં આણતાં કિંમત ગણાશે તે તણી

---

૧ જુઓ પૃષ્ઠ ૭ મું. ૨ જુઓ પૃષ્ઠ ૪૦. ૩ જુઓ પૃષ્ઠ ૪૨. ૪ જુઓ પૃષ્ઠ ૪૧.

અનુભવી પાકા થાય છે એ વાત જાણી રાખવી
નથી કુશળતાનો વય ઉપર આધાર દીધું દાખવી. ૧૩

આ યુગલ યોજ્યું શ્રીપ્રભુએ એક સરખા ભાવનું
જગવિષે અવતરી પ્રેમપૂર્વક સરસ લેતું લાવનું
બિમ્બિત થતાં પતિ પત્નિ કેરાં હૃદય એક સમાન છે,
તીર ભાવનો ભોકાવવાની સરસ એક કમાન છે. ૧૪

જે રાણીપદ ધારણ થવાતું હોય રાજન્ દીકરી!
શીખો જઈ સદ્‌ગુણ અવલે[1] મેરી કદમે જઈ કરી;
હૃદયે નિખાલસ યોગ્યજન તે, જેહને ઝાઝાં ગમે
હો ગરીબ પણ ગરવાં ગણી તે માટ તકલિફ બહુ ખમે. ૧૫

સાહું ઘણું પણ ભાવનું લહ્યું, જે અને તે ભાવતું
નિર્દોષ જનમાં ભળી જવું એ લાવ મન મન લાવતું;
વિનિયોગની ગમતો, સ્થિતિ, વિવેક જોયાં તે પળે
કેવા ઉછ્‌ઌા તુરંગ રાતી[2] કોમ જોતાં કવિ કળે. ૧૬

ડિસમેશનને[3] અર્પ્યો મુકુટ મન તેહને તો એશનો
ઉપકાર માન્યો મેરી માતે વ્હાલથી વાલેસનો[4],
આ મુકુટ આગળ કોહિનુરના મુકુટનો તો ભારશો[5]
મુકાબલે વાલેસને અતિ હાસ્યથી સંભારશો. ૧૭

ધાવંત બાળ વછોડી મેરી માત જગ યાત્રા ગયાં
પાછાં વળી જોઈ બાળકોને અનહદે રાજી થયાં,
છે અવર દેશે રાણિયો કો આવું સાહસ આદરે?
નિજ બાળકોનો સહી વિરહ પતિ સેવવા રે' આદરે. ૧૮

વ્યાપાર ને વળી અવર વૃદ્ધિ માટ બોધી કથનમાં
વદ્યું 'વેક અપ ઇગ્લંડ[6]' એમજ, વદો હિન્દી મથનમાં
છે આકી અતિશય હિન્દકેરા શુભકરણસાગર[7] વિષે
નાવિક રાજા! ખૂબ ઘુમો તે કાર્યમાં ચારે દિશે. ૧૯

ન્યાયી, સીધા, સાચા, અને પરદુઃખ ભંજન જન રૂડા
ઇચ્છે ભલું જે હિન્દનું વિચાર જેના નવ કૂડા

---

૧ મનમાં કાંઈ પણ વળ રાખ્યાવિના; અવ્વલ-અગાઉથી. ૨ સબળ આગળ નિર્બળનું સ્થાનાંતર કેવું થાય છે તે અમેરિકાના અસલી રેહેવાશિયોનો પ્રસંગ બતાવી આપે છે. જુઓ પૃષ્ઠ ૪૬. ૩ જુઓ પૃષ્ઠ ૪૮. ૪ જુઓ પાનું ૪૮. ૫ શો હિસાબ? શી ગણત્રી? ૬ "Wake up England" ઇગ્લાંડ જાગૃત થા-જુઓ પૃષ્ઠ ૫૩. ૭ હિન્દનું ભલું કરવારૂપી સાગર-દરિયો-તે ખેડનારાઓ.

તેવા બિરાજે પાર્લમેંટે, હિન્દના હિમાયતી
એ સૈન્ય, નાવિક! રોક તું અમ નાવને અવળી જતી. ૨૦
છે રાજ્યનું ધન શુભપ્રજા તે સદ્ગુણી થઈ ઉછરશે
રાજા પ્રજા એ ઉભયને શુભ લાભ તેમાંથી થશે
દીધો પ્રભુએ હિન્દકેરો અકથ અતિશય વારસો
બિમ્બિત થયેલો વાંચિયે તુજ હૃદય ચોખો આરસો. ૨૧
જે વિગત જેવી હોય તો તુજ બ્રિટિશ કેરે ચોપડે
જ્યમ ફેરવું પાનાં જગેજગ તેમ મજ નજરે પડે;
એવો પ્રભુએ ચોકશીથી સોંપિયો છે વારસો
તો ભાવ ભરી પ્રભુ હુંડિયોને હેતથી સ્વિકારશો. ૨૨
એ હુંડિયોમાં જે લખણુ પ્રભુએ લખેલું હોય તે
સ્વીકારવાનો ધર્મ જાણે તુજ સમો નૃપ કોય તે
એ હુંડિયોમાં લક્ષ લાખો હિન્દની ફેવરે[1] વિષે
તુજ રાજ્ય સમયે પ્રાપ્ત થાશે ભવિષ્ય એવું તો દિસે. ૨૩
રાજાપ્રજાનો પ્રેમ સર્વે કામમાં ભેળો ભળે
બહુ સરળતાથી રાજ્ય ચાલે, તેમ ચાલે નવ બળે
વિક્ષેપ પાડે વણવિચારે પાપી તે જન જાણવો
વિશ્વાસ તેવા જનતણો કો કાળ મન નવ આણવો. ૨૪
રાજા પ્રજા તે બાપ છોરૂ, સ્વાર્થ બેનો એક છે
તે સિદ્ધ કરવા સારૂં બેનો એક સરખો ટેક છે
જો મન વિષે વાંધો પડે તો ફેડવો વિવેકથી
વળી વર્તવું પણ યોગ્ય રીતે નીતિ કેરા નેકથી. ૨૫
પ્રભુ! અમ અરજ ઉરમાં ધરી દીર્ઘાયુ યુગલને આપજો,
કરી લાડકો અમ રાય, અમપર અચલપદે સુખોં થાપજો;
અમ ભક્તિભાવો રાજ્યપરના શુભ નિરંતર રાખજો,
નિર્મળ મતિ અમ ઉભયપર પ્રભુ! ભાવ પૂર્વક દાખજો. ૨૬

---

૧ હુંડીમાં લખેલી રકમ-બિના, હિન્દના લાભમાટે અમલમાં લાવવાની તે.

" Lay in his hand the Sceptre with the Dove,
Set in his brows that more than golden Crown,
That radiant circlet of a world wide love
Which–till our last sun sink in our last sea,
Ensures the symbol of our unity,
A Signal-star that never shall go down. "



" વિક્ટોરિઆના અમલથી અમલ થયું, એડવર્ડ અમલે ઉજાળ્યું;
મિઠા મ્હેરામણ મોલિ મહાત્માની, માયોમિએ ઉજમાળું,
અમર તપો ? જ્યૉર્જનું રાજ રૂપાળું
હરિ ! હિંદને હિત કરવાળું, અમર તપો ? જ્યૉર્જનું રાજ રૂપાળું"



" Hail ! Emperor—King, and ever may thy reign
In righteousness established be, and peace. "

## પ્રકરણ પહેલું.

### બાલ્યાવસ્થા.

" God send him many years of sunshine days "
*Richard II. iv. i.*

"ઇશ્વર એને સંપત્તિનાં અનેક વર્ષો અર્પણ કરો."

પુત્રજન્મનો ઉત્સવ દુનિયાની સુધરેલી તેમજ બિનસુધરેલી પ્રજામાં માંગલિક ગણાય છે અને વિશેષે કરીને પ્રજાપાલક રાજાને ઘેર પાટવી રાજકુંવરનો જન્મ થતાં તે પ્રસંગને સર્વ પ્રજા આનન્દ અને ઉત્સવથી વધાવી લે છે. આ નિયમ દુનિયાના બધા દેશોમાં સર્વ સાધારણ છે, તથાપિ આપણી પૂર્વની પ્રજાનું તો એક ખાસ સંમાન્ય સૂત્ર એ છે, કે अपुत्रस्य गृहं शून्यम् પુત્રવિનાનું ઘર શૂન્ય છે અને પુત્ર એ દંપતિના સ્નેહની આનન્દગ્રંથી છે, તેથી પાટવી રાજકુંવરના જન્મના માંગલિક પ્રસંગને તેઓ મનુષ્યજીવનના એક મોટામાં મોટો લહાવા તરીકે લેખે છે. પાશ્ચાત્ય પ્રજા પુત્રના જન્મોત્સવ સંબંધી વિચારોને આપણા જેટલું મહત્વ આપતી નથી, એ વાત ખરી, તોપણ તે પાટવી રાજકુંવરના જન્મને તો એક મહાન્ ઉત્સવનો પ્રસંગ માને છે, એ નિર્વિવાદ છે.

સુલેહશાંતિના સ્થાપક ( Peace-Maker ) મર્હુમ મહારાજા સપ્તમ એડવર્ડને ત્યાં સને ૧૮૬૪ ના જાનેવારી માસની તારીખ ૮ મીએ પાટવી રાજકુંવરનો જન્મ થતાં આવો જ મંગલ ઉત્સવ સમગ્ર ગ્રેટબ્રિટનમાં, બ્રિટિશ સામ્રાજ્યના સમુદ્રવર્તી સંસ્થાનોમાં અને સકલ આર્યાવર્તમાં વર્તી રહ્યો હતો. આ પાટવીકુંવરનું નામ આલ્બર્ટ વિક્ટર, ડયુક ઑફ ક્લૅરન્સ પાડવામાં આવ્યું હતું, તથાપિ લોકોમાં તો તે પ્રિન્સ ઍડીના લાડકા નામથીજ જાણીતો થયો હતો. તે નિખાલસ અને પાક સ્વભાવનો હતો અને તેના વર્ત્તનથી તમામ પ્રજા એમ ધારતી હતી, કે તે પ્રાતઃસ્મરણીય મહારાણી વિક્ટોરીઆના વંશનું નામ રાખશે. તેના જન્મ-સમયે મહારાણી વિક્ટોરીઆ જીવતાં હતાં અને તેમના જ રાજ્યકાલમાં સને ૧૮૫૮ થી જ

હિન્દ ઉપર બ્રિટિશ ચક્રવર્તી રાજવંશનો પહેલવહેલો જ અમલ સીધી રીતે ચાલુ થયો. મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆ આ મહાન્ ચક્રવર્તી રાજ્યનાં પહેલાં જ શહેનશાહ રાણી હતાં. તેઓ હિન્દી પ્રજાને પોતાની બ્રિટિશ પ્રજાસમાન ગણવાની અતીવ આતુરતા ધરાવતાં હતાં. તેથી આ પાટવી કુંવર તેમના વંશનો કુલદીવો અને હિન્દનો ભવિષ્યનો શહેનશાહ થવાને નિર્માણ થયેલો હોવાથી, ભરતખંડની પ્રજા પણ તેના જન્મને મંગલ ઉત્સવ માને, એ કેવલ સ્વાભાવિક જ હતું; પરંતુ मनसा चिंतितमन्यत् दैवमन्यत्र चिन्तयेत् ( Man proposes and God disposes ) મન કંઈક વિચાર કરે અને દૈવ વળી કંઈક ઓર જ નિર્માણ કરે, એ ન્યાય અનુસાર આ પાટવીકુંવરનું ભાવી બ્રિટિશ સામ્રાજ્યના રાજા અને હિન્દના શહેનશાહ થવાનું નહતું. આલ્બર્ટ વિક્ટરના શરીરનો બાંધો મૂળથી જ ઘણો નાજુક અને તકલદી હતો, એટલે બાલપણથીજ એમના ભાવી જીવન સંબંધી બધાને ફિકર ચિન્તા રહ્યાં કરતી હતી; અને જ્યારે તે દુઃખદાયક રીતે ૧૭ વર્ષ પછી ખરી પડી, ત્યારે બ્રિટિશ સામ્રાજ્યની પ્રજા દુઃખમાં કેવી રીતે ગરકાવ થઈ ગઈ, તે આપણે આગળ જોઈશું.

આર્યપ્રજા રાજકુંવરના જન્મમાં પૂર્વજન્મના પ્રારબ્ધ કર્મને નિમિત્ત માનીને એમ માનતી જણાય છે, કે પૂર્વ જન્મનો કોઈ યોગભ્રષ્ટ મહાત્મા પ્રજાપાલનને અર્થે પુનઃ રાજવંશમાં અવતાર લે છે; અને તેથી તે રાજપુત્રના જન્મને મહાન્ ઉત્સવનું કારણ લેખે છે. આવીજ ઉચ્ચ માન્યતાથી, સને ૧૮૬૫ ના જુન મહિનાની તા. ૩ જી ને શુક્રવારની રાત્રે ૧ કલાક ને ૧૮ મિનિટે મર્હુમ ના. શહેનશાહ સપ્તમ એડવર્ડને ત્યાં બીજા રાજપુત્રનો જન્મ થતાં, સમગ્ર હિંદી પ્રજાએ પાટવી રાજકુંવરના જન્મપ્રસંગના જેવો જ ઉત્સવ પાળ્યો હતો. આ બીજો રાજપુત્ર તે આપણા સાંપ્રત નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જ છે. તેમના મોટા ભાઈ આલ્બર્ટ વિક્ટરના જન્મ પછી બરોબર ૧૭ મહિને આ નામદારનો શુભ જન્મ થયો છે. મહારાણી શ્રી વિક્ટોરીઆએ તેમને "જ્યૉર્જ ફ્રેડ્રિક અર્નેસ્ટ આલ્બર્ટ"નું નામ આપ્યું. નામદાર જ્યૉર્જની બાલ્યાવસ્થામાં તો એમ નક્કી જ જણાતું હતું, કે તેમના મોટાભાઈ ભવિષ્યમાં ગ્રેટબ્રિટનની રાજ્યગાદી ઉપર આવશે; આથી પાટવી રાજકુંવરના લાયકનું શિક્ષણ અને કેલવણી તેમને આપવાનો વિચાર ન થાય, એ કેવલ સ્વાભાવિક જ છે, અને થયું પણ તેમજ. તેથી તેમને સામાન્ય રાજકુંવરને યોગ્ય લગાર સખ્તજીવનનો અનુભવ અને તે જીવનને છાજતી કેલવણી આપવામાં આવી હતી. આવા સંયોગો અને અનુભવમાં ઉછરવાથી તેમનું જીવન ઘણે અંશે ઘડાયું

છે અને તેથી જ કરીને એ જ્ઞાન અને એ અનુભવે જ નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જને રાજ્યગાદી ઉપર આવતાં જ ક્યારનાએ દીપાવ્યા છે.

નામદાર રાજકુંવર જ્યૉર્જનો જન્મ માર્લબરો મહેલમાં થયો હતો. જન્મ પછી લગભગ એક માસે એટલે તા. ૭ મી જુલાઈને દિને એમને ખ્રિસ્તી ધર્મમાં લેવાની પવિત્ર ક્રિયા સામાન્ય રીતે કરવામાં આવી હતી. જન્મ પછી એકાદ મહિનો થયો હશે, એટલામાં તો ઈશ્વરકૃપાથી તેઓ આગમાં બળી જતા સહેજમાં બચી ગયા હતા. એક રાત્રે માર્લબરો મહેલમાં છોકરાઓના રહેવાના દિવાનખાનામાં અકસ્માત આગ લાગી; પરન્તુ સુભાગ્યે તેનો ફેલાવો થાય તે આગમચ જ તેને બુઝાવી નાંખવામાં આવી. તે સમયના પાટવી કુંવર મર્હુમ શહેનશાહ ઍડવર્ડે જાતે પોતે દિવાનખાનાનાં પાટિયાં ઉખેડી નાંખ્યાં હતાં. આ પ્રસંગ દર્શાવી આપે છે, કે નામદાર રાજા જ્યૉર્જનું રક્ષણ કોઈ મહાન્ કાર્યને અંગે જ પરમેશ્વરે કરેલું છે.

આ અકસ્માત પછીથી નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુ એલેકઝાન્ડ્રા પોતે જ્યાં જ્યાં જતાં, ત્યાં ત્યાં પોતાનાં છોકરાંને સાથેને સાથે જ રાખતાં હતાં, અને કોઈને ધીરતાં નહતાં. રાજકુંવર જ્યૉર્જની ઉમ્મર બે વર્ષની થતાં તેમને લઈને શહેનશાહ બાનુ એલેકઝાન્ડ્રા ૨૫ કોશ દૂર આવેલા ડયુક ઑફ સધરલેન્ડના એકાંતભુવનમાં રહેવા ગયાં હતાં અને ત્યાર પછી જ્યારે જ્યારે પોતાને પીયર ડેન્માર્ક જતાં, ત્યારે ત્યારે પોતાનાં પુત્રપુત્રીને પણ સાથે લઈ જતાં હતાં.

મર્હુમ શહેનશાહ સપ્તમ ઍડવર્ડને મૂળથી સાદાઈ ઘણી જ ગમતી હતી. રાજકુંવરોને ભવિષ્યમાં શું શું સહન કરવાનું હોય છે તથા રાજખટપટો-માંથી કેવી રીતે તરી પાર નીકળવાનું હોય છે, તે એ નામદાર સારી રીતે જાણતા હતા. તેમનાં માતુશ્રી મર્હુમ મહારાણી વિક્ટોરીઆએ અને પિતા શ્રી પ્રિન્સ કૉન્સર્ટે ખુદ નામદાર ઍડવર્ડને જ સાદી રીતે કેળવ્યા હતા; અને તે જ છાપ તેમના હૃદયમાં કોતરાઈ રહી હતી. વળી મહારાણી એલેકઝાન્ડ્રા પોતે જાતે જ પોતાનાં બાળકોને ઉછેરવાનું વિશેષ પસંદ કરતાં હતાં અને પ્રસંગવશાત્ કોઈપણ નોકરચાકરના હાથમાં પોતાનાં બાળક સોંપતાં, તોપણ ચિન્તાપણે તેમના ઉપર જાતે દેખરેખ રાખતાં હતાં. વળી જો કદાચિત કોઈ બીજી ફરજોમાં તેઓ રોકાઈ જતાં, તો તેમાંથી પરવારતાં પહેલવહેલાં ઝટ તેઓ પોતાનાં બાળકો પાસે દોડી જતાં. હાલના સુધરેલા જમાનામાં આયાઓ અને બે બદામના નોકરોના હાથમાં પોતાનાં છોકરાંને સોંપનારી ઉમરાવજાદીઓએ આ ઉપરથી એટલો ખાસ ધડો લેવો જોઇએ છીએ,

કે બાલકનું પાલન, સંવર્દ્ધન, અને સંરક્ષણ તો માતાને જ હાથે થાય, એ વિશેષ યોગ્ય છે, અને તેમાં જ કુલનું શ્રેય રહેલું છે.

પ્રિન્સ જ્યૉર્જને બાલ્યાવસ્થાથી બીજાઓ સાથે સભ્યતાથી કેમ વર્તવું, તેનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. સામાન્ય છોકરાઓ અને રાજપુત્રોને અપાતી કેલવણીમાં સામાન્યરીતે કાંઈ ઝાઝો ફેર હોતો નથી. માત્ર વિશેષમાં ફેર એટલો જ હોય છે, કે તેમને યૂરોપમાં સામાન્ય ગણાતી જર્મન અને ફ્રેંચ ભાષા શીખવાય છે. આવું શિક્ષણ આપવાને માટે એક જર્મન અને એક ફ્રેંચ બાઈ રાખવામાં આવી હતી.

પ્રિન્સ જ્યૉર્જ ૬ વર્ષના થયા ત્યારે તેમનું રંપેનહેલ ખાતે જવું થયું હતું. તે અરસામાં તેમને શહેનશાહનાં પિત્રાઈ બહેન રાજકુમારી મૅરીનાં પુત્રી અને હાલનાં શહેનશાહ રાણી મૅરી ઑફ ટૅક સાથે ઓળખાણ થયું અને તે સમયથી જ રાજકુંવર જ્યૉર્જને રાજકુંવરી ટૅક સાથે સમાગમ થયો અને ધીરે ધીરે કંઇક સ્નેહસંબંધ પણ બંધાયો.

રાજકુંવર જ્યૉર્જ અને તેમના વડા ભાઈ રાજકુંવર આલ્બર્ટ પરસ્પર ઘણો જ સ્નેહભાવ અને મમતા રાખતા હતા. મૂળથી જ જ્યૉર્જ વધારે હોશિયાર હતા. તેમની હાજરજવાબી, ચંચળ દૃષ્ટિ, અને સાહસિક બુદ્ધિ ખાસ આગળ દેખાઈ આવતી હતી. ભણવામાં પણ તેઓ વધારે ચપળ હતા. આ બન્ને રાજકુંવરોને રાણી એલેક્ઝાન્ડ્રાએ જાતે જ મૂલાક્ષરો શીખવ્યા હતા, અને તેમની ઉમ્મર ૪ વર્ષની અને તેમના મોટાભાઇની ઉમ્મર ૬ વર્ષની થઈ, ત્યાંસૂધી તેમણે જ તે બન્નેને શિક્ષણ આપ્યું હતું. તે પછી રેવરન્ડ જૉન નીલ ડાલ્ટનને આ બન્ને રાજકુમારોને અભ્યાસ કરાવવાનું કામ સોંપવામાં આવ્યું. તેમ છતાં પણ રાજકુંવર જ્યૉર્જ ૧૨ વર્ષના થયા નહિં, ત્યાંસૂધી માતાની દેખરેખ હેઠળથી તેઓ ભાગ્યે જ દૂર થયા હશે; આથી જ કરીને તેમનામાં એક પુરુષને શોભાવે એવા ખાસ ગુણો ઉતરી આવેલા છે. પ્રિન્સ જ્યૉર્જ મૂળથી જ રંગીલા અને મોજીલા હતા, ત્યારે તેમના વડા ભાઈ પ્રકૃતિના ગંભીર માલમ પડતા હતા. તોફાની સ્વભાવને લીધે તેમનાં જર્મન સગાં તેમને "તીખું બાદશાહી અથાણું" એવું ઉપનામ આપતાં હતાં. તેમનાં તોફાન અને ધિંગામસ્તીના કેટલાક દાખલા ખાસ જાણવા જેવા છે. મહારાણીશ્રી વિક્ટોરીઆની આ બન્ને રાજકુંવરો ઉપર ખાસ પ્રીતિ હતી, તેથી કેટલીક વખત આ બે રાજકુંવરો તે નામદારની પાસે રહેતા હતા. એક વખત તેમનાં દાદીમા મહારાણીશ્રી વિક્ટોરીઆ પાસે ઑસ્બર્ન મહેલમાં તેઓ રહેતા હતા, ત્યારે તેમણે ખૂબ ધિંગામસ્તી કરી મુકી. મર્હુમ મહારાણીજીએ શાન્ત થવાને તેમને ઘણુંએ સમજાવ્યા, પણ જ્યારે તેઓ

એકના બે ન થયા, ત્યારે અમુક વખત સૂધી ટેબલ તળે શાંત બેશી રહેવાને ફરમાવ્યું. પાછા બોલાવ્યા ત્યારે પણ પાછા તેવાને તેવા જ. તેમની ધિંગામસ્તી કાંઈ ઓછી થઈ નહિ અને ઉલ્ટા કપડાં કાઢી નાંખી નાગી સ્થિતિમાં બધાની વચ્ચે આવી મહારાણીજીને ચીઢવ્યાં. વળી હાલનાં શહેનશાહ રાણી મૅરીની માતાએ પોતાની નોંધપોથીમાં એક ઠેકાણે લખેલું છે કે "પ્રિન્સ ઑફ વેલ્સ ( એડવર્ડ ) નાં છોકરાં આજ સાંજે મારે ત્યાં આવ્યાં છે. રાજકુંવર જ્યૉર્જને તોફાન કરતા અટકાવવા મારે છોકરાંના ઓરડામાં જવું પડ્યું હતું."

નાનપણથી જ ઉપર જણાવ્યું તેમ મહારાણી એલેકઝાન્ડ્રા સાથે તેઓ રહેતા હતા. મૂળથી જ તેમનો સ્વભાવ આનન્દી હતો અને તેમના મગજ ઉપર સંકટ અને ગમગીનીનો દેખાવ જોતાં ગંભીર અસર થતી નહોતી; આથી તેમને દર્દીઓની હૉસ્પિટલમાં જવાનો લાભ મળતો અને તેને લીધે તેમનું હૃદય સ્વાભાવિક રીતે કોમળ બન્યું.

## કેલવણી.

ઉપર જણાવ્યું છે, તે પ્રમાણે આપણા રાજવંશમાં સાદી અને શાન્ત રીતે કોઈ પણ પ્રકારની જાહેરાત કે આડમ્બર વિના રાજકુંવરોને કેલવણી આપવાનો નિયમ પ્રવર્ત્તે છે. આથી ઉલ્ટા નિયમનું પાલન થતાં મોટા મોટા કુટુંબનાં છોકરાંઓને કેટલું ભારે નુકશાન થાય છે, તે સર્વની જાણમાં છે જ. હાલના રાજવંશનો બીજો એક સામાન્ય નિયમ એ છે, કે પાટવી રાજકુંવરને સૈન્યનું અને બીજા રાજકુંવરને નૌકાસૈન્યનું શિક્ષણ આપવું. આ નિયમને પરિણામે જ ઇંગ્લાંડ જે સમુદ્રોને પટરાણીપદે છે, તેની રાજ્યગાદી ઉપર નાવિક રાજા જ્યૉર્જ વિરાજે છે.

રાણી એલેકઝાંડ્રાની ખાસ એ ખાયેશ હતી, કે બન્ને રાજકુંવરોને અમુક વખતસૂધી એક જ તરેહની કેલવણી આપવી. બન્નેની ઉમ્મરમાં લગભગ ૧॥ વર્ષ જેટલો જ ફેર હતો, એટલે તેમનું એક જ રીતે લાલનપાલન થયું હતું. બન્ને રાજકુંવરોનું ગૃહજીવન જેમ અને તેમ કુદરતી અને સુખી નીપજે એવી ગોઠવણ કરવામાં આવી હતી. મર્હુમ શહેનશાહને આવી જીંદગી ઘણી જ રમણીય લાગતી હતી. સાતમ એડવર્ડ પોતે ખેતીના કામમાં ઘણા જ ઉત્સાહથી ભાગ લેતા હતા અને નૉરફૉકના ખેડુતોને પોતે જાતે ઓળખતા અને તેમાંનો કોઈ પણ મળે, ત્યારે તેની સાથે સભ્યતાથી વાતચીત કરતા, તેથી ઇંગ્લાંડના રાજા થતા પહેલાં તેઓ નૉરફૉકના રાજા તરીકે જાણીતા થઈ ચૂક્યા હતા. આવી જ જાતની મિલનસાર

કેલવણી આપવાની મર્હુમ શહેનશાહની ઇચ્છા હતી. આથી બન્ને રાજ-કુંવરોને માયાળુ, દયાળુ, વિનયી, નિખાલસ અને હસમુખા કેવી રીતે થવું, એ, પ્રથમ શીખવવામાં આવ્યું હતું. ઘરમાં પણ એવી જ રીતે માયાળુપણે અને સાદાઇથી રહેવાની તેમને ટેવ પાડેલી હતી. અમુક અંકુશમાં બાલરમતો રમવા દેવામાં આવતી પણ કવચિત્ નિર્દોષપણાની બહાર જતા તો તેમને તરત જ અટકાવવામાં આવતા હતા. તેમ છતાં પણ ઉપર જણાવ્યું તેમ મહારાણીશ્રી વિક્ટોરીઆ તેમને બાળછૂટ લેવા દેતાં, તેથી તેઓ તેમની પાસે નાનાં છોકરાંની માફક લાડતા અને તોફાન કરતા.

આવી જાતની કેલવણીને લીધે મહારાજા જ્યૉર્જ દયાળુ, માયાળુ, મનસ્વી અને નિખાલસ દિલના થયા છે, એમ સર્વને કબુલ કર્યાં વિના ચાલે તેમ નથી જ. દરેકજણ તેમની પ્રામાણિકતાનાં અને નિખાલસપણાનાં વખાણ કરે છે.

સને ૧૮૭૭ના જૂન માસમાં બન્ને રાજકુંવરોને શહેનશાહી નૌકા શાળાના વિદ્યાર્થી તરીકે "બ્રિટાનીઆ" આગબોટ ઉપર મોકલવામાં આવ્યા અને સામાન્ય વિદ્યાર્થીની પેઠે તેમણે નૌકાશાસ્ત્રનો અભ્યાસ કર્યો અને તેના અંગની કેળવણી લીધી.

આમ શિક્ષણ આપવામાં શહેનશાહ એડવર્ડનો એ હેતુ હતો, કે આરમ્ભમાં નૌકાશિક્ષણ આપવાથી કુમળાં મગજો સારી રીતે કેળવી શકાય છે, અને આવી જાતનું જ્ઞાન ભવિષ્યમાં ઘણું ઉપયોગી થાય છે. નૌકા-શાળામાં દરેક વિદ્યાર્થીને કામ કરવાનો ક્રમ નક્કી જ કરેલો હોય છે, એટલે રાજકુંવર તરફ પણ કોઈપણ પ્રકારની રહેમિયત બતાવી શકાતી નથી. કારણ કે એમ કરવાથી નક્કી કરેલો શિરસ્તો અને આચાર નિયમ (discipline) તૂટી જાય છે. આનું ફળ એ થયું, કે પ્રિન્સ જ્યૉર્જમાં આ સર્વે ગુણો ઉપ-રાંત આજ્ઞાંકિતપણાનો ગુણ પણ ખાસ ખીલી નીકળ્યો અને રાજા એડ-વર્ડે તેમને આ પ્રકારની કેળવણી આપવાનું વાપરેલું ડહાપણ તેમણે પુરેપુરી રીતે પુરવાર કરી આપ્યું.

નાનપણથી જ નામદાર જ્યૉર્જને દરિયાઈ જીંદગીનો શૉખ હતો, એટલે તેમણે ખંતથી અને બુદ્ધિથી આ ધંધાને માટે યોગ્યતા સંપાદન કરવાનો પ્રયત્ન આદર્યો. તેમના શિક્ષકો અને સહાધ્યાયીઓની નોંધપોથી-ઓમાંથી જણાઈ આવે છે, કે તેમણે પોતાના અભ્યાસમાં પ્રશંસાલાયક પ્રગતિ કરી હતી અને મર્હુમ શહેનશાહ તથા મહારાણીશ્રી વિક્ટોરીઆ પોતાના આ વારસની તે માટે વારંવાર પ્રશંસા કરતાં હતાં. મહારાણી વિક્ટોરીઆએ મરણપર્યંત નામદાર જ્યૉર્જની કેળવણી તરફ જીવંત ધ્યાન

આપ્યું હતું. 'જ્ઞાન મેળવવાનો માર્ગ સહેલો નથી,' એ કહેતીનો ખરે-ખરો અનુભવ આપણા હાલના કૃપાળુ રાજાને થયેલો છે. તેમણે શ્રમની પણ દરકાર કર્યા વિના કેવળ સખ્ત આગ્રહથી આ નૌકાધંધાનો અભ્યા-સ એવો તો ઉત્તમ રીતે કર્યો, કે તેમાં તેઓ પ્રશંસાની સાથે એકદમ ઉત્તરોત્તર ઉંચી ઉંચી પાયરીએ ચઢતા ગયા.

આગબોટ "બ્રિટાનીઆ" ઉપર તેમના વડાભાઈ રાજકુંવર આલ્બર્ટ તેમના સહાધ્યાયી હતા. તે બન્ને ભાઇઓને નૌકાશાળાના બીજા સામાન્ય વિદ્યાર્થીઓની સાથે રાખવામાં આવતા હતા. તેમની સાથેનું વર્ત્તન કોઈ પણ રીતે ઠાઠમાઠ કે આડંબરભર્યું રાખવામાં આવતું નહોતું અને શાળાના સામાન્ય નિયમો અને વ્યવસ્થાને તાબે રહેવાનું શીખવવામાં આવ્યું હતું. ફેર માત્ર એટલો જ હતો, કે તેમને સુવાને માટે ખાસ એકેક અલગ ઓરડો નક્કી કરેલો હતો. કવાયદ વગેરે રમતગમતમાં સર્વની સાથે ભેળાવાથી તેઓ સામાન્યરીતે સર્વને વહાલા થઈ પડ્યા.

"બ્રિટાનીઆ" આગબોટ ઉપર બન્ને રાજકુંવરો રહેતા હતા, તે દરમિયાન દર સવારે રણશિંગડું ફુંકાતાં ઉઠીને તેમને ટાઢે પાણીએ ન્હાવું પડતું; સવાસાત વાગે તેઓ ખલાસીઓનું કામ શીખતા અને બંદગીમાં સામેલ થતા. તે પછી પોતાની સાથે શીખતા લગભગ ૨૦૦ છોકરા સાથે સામાન્ય મેજપર બેસી ખાણું લેતા. નાસ્તો લીધા પછી બીજા ૩ કલાક અભ્યાસ કરવો પડતો. આ અભ્યાસમાં નામદાર જ્યૉર્જને ઘણી મઝા પડતી. પોતાની સાથેના છોકરાઓમાં પોતે વધારે સાહસિક અને હિમ્મતવાન્ ગણાતા. દરરોજ કાંઠા ઉપર જઈ "લૉનટેનીસ" "ગૉલ્ફ" વગેરે રમતો રમવાની છુટ મળતી હતી, તેમ છતાં પણ હોડીમાં હરવા ફરવાનું તેઓ વધારે પસંદ કરતા. નામદાર શહેનશાહ અને મહારાણી એલેકઝાન્ડ્રા આ બે વર્ષ દરમિયાન પોતાના પુત્રોની મુલાકાત લેતાં રહેતાં હતાં.

આ બે વર્ષ દરમિયાન નામદાર જ્યૉર્જના પ્રામાણિકપણાનો એક દાખલો ખાસ નોંધવાલાયક છે. એક વખતે તેમણે સબ-લેફ્ટેનન્ટના ખાટલામાં ખીલા ઘોચેલા હતા. આ ખીલા કોણે ઘોચ્યા હતા તે તે અ-ધિકારી નહિ જાણતો હોવાથી તેણે એક વિદ્યાર્થીને આવી મશ્કરી કરવા માટે ખૂબ ધમકાવ્યો. રાજકુંવર જ્યૉર્જે આ જોયું કે તરત જ તેઓ આગળ આવ્યા અને કબુલ કર્યું, કે "આ ગુન્હો મેં કર્યો છે અને મારા સાથીનો વાંક નથી." કરેલો ગુન્હો કબુલ કરવાનો તેમનો દૃઢ નિશ્ચય અને પ્રબળ મન આ દાખલો બતાવી આપે છે; તેઓ સત્યના અનુરાગી છે;

**યચો હિ સત્યં પરમં વિભૂષણં** સાચી વાણી એ માણસનું મોટું ભૂષણ છે. એ સૂત્ર તેઓ સારી રીતે સમજે છે.

સંસારની ગમે તે સ્થિતિમાં માણુસ હોય, પણ જો તે કુદરતની ટંકશાળનો ખરો રૂપિયો હશે—સાચું બોલવાપર પ્રીતિવાળો, ઉદ્યોગ મચાવવાવાળો, પ્રમાણીકપણે ચાલવાવાળો, ઉચ્ચ નિયમોને વળગી રહેનારો, ખરા ઉદ્દેશને સાચવટથી પકડી રહેનારો હશે તો તે મનુષ્ય આગળ માણસ જાત અંતરના ઉમળકાથી નમન કરશેજ. મહાન પુરૂષો તો હ-મેશાં અપવાદરૂપેજ હોય છે. રાજકુંવર જ્યૉર્જના મનમાં બાળપણથી ઠસેલું છે કે માણુસ જો પોતાનાં મનપર લે, તો નાનામાં નાની અને ઝીણામાં ઝીણી વસ્તુમાં પણ ઈમાનદાર, ઈનસાફી, અને સાચો રહી શકે છે.

" The real nobility of birth
To age, maturity, or youth,
The very crown of creature worth
Is easy, guileless, open truth. "

સામાન્ય નિયમ મુજબ નૌકાશાળામાં અભ્યાસ કરવાને તેમને "બ્રિટાનીઆ" ઉપર રહેવાનું થયું. સમય પુરો થતાં પરીક્ષા લેવાઈ તેમાં તેઓ ખલાસીના ધંધામાં પહેલા વર્ગમાં પસાર થયા.



## પ્રકરણ બીજું.

### વર્ષ ૧૪-૨૫.

### નાવિક શિક્ષણ અને દુનીયાની મુસાફરી.

"All places that the eye of heaven visits
Are to a wise man ports and happy Heavens"
*Richard II. i. 3.*

ભાવાર્થ:—ઇશ્વરની દ્રષ્ટિ જે સર્વે સ્થળો ઉપર ફરી વળે છે, તે સુજ્ઞ પુરૂષને મન બંદરો અને સુખમય દિવ્ય આશ્રમો છે.

"બ્રિટાનીઆ" આગબોટ ઉપર બે વર્ષની લશ્કરી તાલિમ લેવાનો નિયમિત સમય પૂરો થયો, ત્યારે નામદાર જ્યૉર્જની ઉમ્મર ૧૪ વર્ષની થવા આવી હતી. આગળ જણાવ્યું છે, તેમ નાનપણથી જ પોતાની મેળે કામ કરવાની, પોતાને માથે રહેલી જોખમદારી સમજવાની, પોતાની સાથેનાઓની અનુકૂળતાઓની દરકાર રાખવાની, અને ઉપરીના હુકમો માનવાની ટેવ પાડવાના ઉદ્દેશથીજ નામદાર એડવર્ડે તેમને નૌકાશિક્ષણ આપવાનો મૂળથી જ ઠરાવ કર્યો હતો અને તે ઉદ્દેશ આ બે વર્ષમાં કંઇક પાર પડ્યાનાં ચિહ્ન જણાવાથી તે જ પ્રકારનું શિક્ષણ આપવાનું ચાલુ રાખવાનો તે નામદારે નિશ્ચય અને નિર્ણય જાહેર કર્યો.

વળી ( Imperial defence ) સંસ્થાનોને એકત્ર કરીને બ્રિટિશ શહેનશાહતનો બચાવ કેવી રીતે કરવો, એ પ્રશ્ન તે સમયે ઘણો જ ચર્ચાતો હતો. આ હેતુને લીધે પણ નામદાર જ્યૉર્જને તે સર્વેનો જાતિ અનુભવ કરાવવાનો નામદાર એડવર્ડનો શુભ વિચાર હશે, એમ પણ અનુમાન કરી શકાય છે. તદુપરાંત ઉપર જણાવેલું છે, તેમ બીજા રાજકુંવરને નાવિક શિક્ષણ આપવાનો રીવાજ હાલના રાજવંશમાં ચાલુ છે. આ સર્વ કારણથી નૌકાશિક્ષણ વિશેષ આપવાનો નિશ્ચય અને નિર્ણય થયો. હાલમાં સંસ્થાનોની એકત્રતાના સંબંધમાં નામદાર જ્યૉર્જ અંગત અનુભવને બળે જે ભાગ લઈ શકે છે, તે જ એ નિર્ણયમાં રહેલું ડહાપણ સર્વે રીતે પુરવાર કરી આપે છે.

નિયમિત શિક્ષણ લેવાનાં બે વર્ષ પૂરાં થતાં, આ બન્ને રાજકુંવરોને "બેકેન્ટી" નામની આગબોટપર સ્વાર થઈ બ્રિટિશ શહેનશાહતનાં સર્વ સંસ્થા-

નોમાં મુસાફરી કરાવવાનો નિર્ણય જાહેર કરવામાં આવ્યો. એમ કહેવાય છે કે બ્રિટિશ સંસ્થાનોનો લાગણીપૂર્વક અનુભવ લેવડાવવાની આ રીતિ તે સમયના વડા પ્રધાન મર્હુમ અર્લ ઑફ બેકન્સફીલ્ડને સુઝી આવી હતી, અને મર્હુમ શહેનશાહે તેને એકદમ અંતઃકરણપૂર્વક ટેકો આપ્યો હતો. આ સમયે રાજહુંવર જ્યૉર્જની ઉમ્મર ચૌદ વર્ષની હતી. આટલી નાની ઉમરથી મુસાફરી શરૂ થવાને લીધે, તેઓના જેટલી લાંબામાં લાંબી મુસાફરી દુનિયાના કોઈ પણ રાજાએ કરી નથી. તેઓ "ઘણી મુસાફરી કરેલા રાજા–much travelled king" તરીકે ઘણી વાર કહેવાય છે. આથી નાનપણથી જ એમને અનુભવ થવા માંડ્યો, કે "બ્રિટિશ શહેનશાહત"ની આબાદી "બ્રિટિશ નૌકા સૈન્ય" ઉપર છે અને ઇંગ્લાંડની સરહદની સીમાઓ એ તેના દુશ્મનોના દેશોના દરિઆ કીનારા છે, અને હવે ખુલ્લું જણાય છે, કે

"Britannia needs no bulwarks,
No towers along the steep,
Her march is o'er the mountain waves
Her home is on the deep."

( બ્રિટાનીઆને કોઈ પણ બુરજો, કે પર્વતની ટોંચે કિલ્લાકોટની બીલકુલ જરૂર નથી, તેને તો પર્વત જેવાં ઉંચાં ઉછળતાં મોજાં ઉપર કુચ કરવાની છે અને સમુદ્રની સપાટી એ જ તેનું રક્ષણસ્થળ છે. )

આ શબ્દો એમના અંતઃકરણમાં કોરાઈ રહેલા છે.

આ આગબોટ ઉપર તેઓ ૩ વર્ષ સૂધી રહ્યા. જુવાન રાજકુમારોને માટે 'બેકેન્ટી' ઉપરની મુસાફરી એ કોઈ પણ રીતે મોજ કે શૉખનું સાધન ન હતું. તેમને આ સમય દરમિયાન ખલાસીઓના ઉપરી–મિડશિપમેનની–ફરજો સંબંધી શિક્ષણ આપવામાં આવ્યું હતું. તે સાથે બંદુક અને પિસ્તોલનું, નાવનાશક (torpedo) હોડીઓની કવાયતનું, ખલાસીઓના ધંધાનું વગેરે નૌકાશાસ્ત્રને લગતું દરેક પ્રકારનું શિક્ષણ તેમને આપવામાં આવ્યું. તે જ સાથે તેમને એક શિક્ષકના હાથ નીચે ફ્રેંચ શીખવવામાં આવતું હતું તથા નૌકાશાળાનો શિક્ષક મી. લૉરેસ તેમને ગણિત શીખવતો હતો. રાજહુંવર જ્યૉર્જને ગણિત ઉપર એટલી બધી રૂચી હતી, કે તેમનો શિક્ષક તે માટે કેવળ અજાયેબ થતો હતો. આગબોટ 'બેકેન્ટી' ઉપર રાજહુંવર જ્યૉર્જને તોપો મૂકવાના એક ઓરડામાં મુકામ આપવામાં આવ્યો હતો. આ ઓરડો જમવાના તથા સુવા બેસવાના ઓરડા તરીકે વપરાતો હતો. તેનું ક્ષેત્રફળ ૧૪ ફીટ લાંબું અને ૮ ફીટ પહોળું હતું. તેમાં એક મોટો

આરસો હતો અને સામસામી મહારાજા એડવર્ડ અને મહારાણી એલેક્ઝાન્ડ્રાની છબીઓ લટકાવવામાં આવી હતી. મધ્યમાં એક ટેબલ હતું અને તેની ઉપર જમતી વખતે ૧૨ થી ૧૪ માણસો બેસતાં હતાં. છાજલીઓ ઉપર શેતરંજ અને બિઝિકનાં પાનાં તેમ જ બીજી રમતોનાં સાધનો દૂરદર્શક યંત્ર અને આકાશ જેવાનાં એવાં જ બીજાં યંત્રો વગેરે પડી રહેતાં હતાં, અને રજાના સમયમાં સર્વ કોઈ કોઈને કોઈ પ્રકારે થાક ઉતારવા જતું હતું. સર્વની સાથે આ બન્ને રાજકુંવરો હળતા મળતા હતા. લૉર્ડ જ્યૉર્જ સ્કૉટ આગબોટ ઉપર તેમની દેખરેખ રાખતા અને જ્યારે કિનારે ઉતારતા, ત્યારે તેમના શિક્ષાગુરૂ રેવ. જૉન ડાલ્ટન તેમની સાથે ફરતા. આખી મુસાફરી દરમિયાન જે કાંઈ બનતું હતું, તે સંબંધી બન્ને ભાઇઓ નિત્ય નોંધ લખતા હતા. આ નિત્ય નોંધો પ્રકટ થયેલી છે અને તે ઉપરથી જણાઇ આવે છે, કે બ્રિટિશ શહેનશાહતના વિશાળ રાજ્યપ્રદેશોની મુલાકાતથી તેમના ઉપર ઘણી જ ભારે અસર થઈ હતી.

સને ૧૮૭૯ ના સપ્ટેમબરની તા. ૧૯ મીએ પોતાના માતપિતાની આજ્ઞા લઈ બે રાજકુંવરોએ મુસાફરી શરૂ કરી. આગબોટ પ્રથમ બારબેડા આગળ આવી પહોંચી. અહિ બનેલા રમુજી બનાવો તેમની નોંધપોથીમાં સારી રીતે વર્ણવાયલાં છે. ત્યાંથી તેઓ મોન્ટોવીડા આવ્યા અને ત્યાં જ નાતાલના પવિત્ર તહેવારો ગુજાર્યા. અહિં એમના માનમાં નાચના મેળાવડાઓ, ક્રિકેટ-મેચો, તથા શિકારની ગોઠવણો કરવામાં આવી હતી. પ્રિન્સ જ્યૉર્જ દરેક રમતમાં ભાગ લેતા અને નામના મેળવતા. અહિંથી તેઓ કેપ ઑફ ગુડ હોપ જઈ પહોંચ્યા. તે વખતે ટ્રાન્સવાલ સંબંધી વલંદા અને અંગ્રેજો વચ્ચે વાંધો ચાલતો હતો અને ક્રુગર તથા જુબર્ટની હઠીલાઇને લીધે તે પત્યો નહોતો. આ વાંધો, સને ૧૯૦૦ માં ટ્રાન્સવાલની લડાઈ થયા પછી બોઅર પ્રજાસત્તાક રાજયનો અંત આવતાં, પત્યો અને અંગ્રેજી રાજ્ય સ્થપાયું.

અહિંઆં બન્ને રાજકુમારોને એવો અનુભવ થયો, કે પારકી પ્રજા ઉપર કેટલીક કુનેહથી અને કેટલીક મુશ્કેલીઓ વચ્ચે રાજ્ય ચલાવવું પડે છે. અહિંના "કાફીર" અને "ઝુલુ લોકો," અંગ્રેજ હકુમતને કેટલી બધી હેરાનગતિ પહોંચાડતા હતા તે તેમના જાણવામાં આવ્યું. આ જ અરસામાં માજુબાની લડાઇમાં અંગ્રેજોની હાર થવાથી રાજકુંવરો દિલગીર થયા હતા.

આગબોટ 'બેકેન્ટી 'એ કેપ ઑફ ગુડ હોપથી ઑસ્ટ્રેલિયા તરફ હંકારવા માંડ્યું. રસ્તામાં દરિયો ઘણો જ તોફાની હતો. આગબોટ ઘણાં

ઝોકાં ખાતી હતી. આ ભયંકર તોફાનમાંથી સહિસલામત જવાશે કે નહિં, તે સંબંધી સર્વને ચિન્તા ઉત્પન્ન થઈ. આ સમયે રાજકુંવરોએ બધા કરતાં વધારે ધીરજ બતાવી હતી. અંતે તેઓ સહિસલામત આલ્બેની જઈ પહોંચ્યા. આ વખતના ઑસ્ટ્રેલિયામાં અને વીશ વર્ષ પછી બીજીવાર પાટવી રાજકુંવર જ્યૉર્જે સને ૧૯૦૧ માં મુલાકાત લીધી તે વખતના આસ્ટ્રેલિયામાં જમીન આસમાનનો ફેર થઈ ગયો હતો. પહેલાં તે દેશ જંગલી હતો હવે તે પુરેપુરો સુધરેલો છે. અહિં તેમણે તાંબાની તથા બીજી કેટલીક ખાણો જોઈ અને તેમને ઘણી જ રમુજ પડી. "સુનેરી બેલાર્ટ" શહેર જોઈને તે બન્નેને ઘણો જ આનંદ થયો. ત્યાંથી તેઓ સીડની ગયા. અહિંની નિશાળો જોઈને રાજકુમાર વિક્ટરે કહ્યું હતું, કે "અહિંઆ આવવાથી અમે ઘણા જ ખુશી થયા છીએ અને તમને નજરે જોવાથી વધારે ખુશી થયા છીએ." ત્યાંથી આગબોટ 'બેકેન્ટી' બીજા સ્થળોએ જઈ જીબ્રાલ્ટર પાછી આવી. ત્યારબાદ કેનેરીના ટાપુઓ, જામેકા, અને પશ્ચિમ હિન્દી ટાપુઓની સફર કરીને સને ૧૮૮૦ ના મેની ૩ જી તારીખે પોર્ટસ્માઉથ ખાતે લંગર નાંખ્યું.

પહેલી મુસાફરીમાંથી પાછા ફર્યા પછી તેઓ બે મહિના સુધી કિનારા ઉપર જ રહ્યા. તે દરમિયાન દુનિયાની બીજી મુસાફરી માટે 'બેકેન્ટી'. માં સરસામાન ગોઠવાયો; અને તા. ૧૯ મીએ તેઓની સ્ટીમર ઉપડી. આગબોટ પ્રથમ બેટ્રીના અખાતમાં જઈ પહોંચી અને તા. ૧૨ મી ઑગસ્ટે કોવેસ્ટની ફરીથી મુલાકાત લીધી. ત્યાં પાંચ અઠવાડિયાં રહીને તેઓ પૂર્વ તરફની મુસાફરીએ ચાલ્યા. ફીરોલ થઇને વીગો, મદીરા અને કેપ વર્ડીના ટાપુઓ તરફ ગયા. ત્યાંથી દક્ષિણ અમેરિકામાં થઈને ફોકલેંડના ટાપુઓમાં આવી પહોંચ્યા. બાદ લાંબી દરિયાઈ મુસાફરી કરીને તેમણે દક્ષિણ આફ્રિકાના મહાસાગરમાં કેટલાંક અઠવાડિયાં ગાળ્યાં. દક્ષિણ આફ્રિકામાંથી તેમણે મલાયાનાં બંદરો તથા ફીઝીના ટાપુઓ અને જાપાનની મુલાકાત લીધી. યદ્દો અખાતમાં 'બેકેન્ટીએ' લંગર નાંખ્યું, ત્યારે પ્રિન્સ શિગાશીને આ બન્ને રાજકુમારોની પરોણાગતનું કામ સોંપવામાં આવ્યું હતું. પ્રિન્સ શિગાશીએ ઇંગ્લાંડમાં કેલવણી લીધી હતી એટલે તે ઈંગ્રેજી રીતરીવાજથી જાણીતો હતો. તેણે રાજકુંવરોની જાપાનના શહેનશાહ સાથે મુલાકાત કરાવી. આ મુલાકાતમાં પણ રાજકુંવર જ્યૉર્જે ઘણો અગ્રેસર ભાગ લીધો હતો. આ બન્ને રાજકુંવરોને જોઈ જાપાનની શહેનશાહ બાનુ ઘણી ખુશી થઈ, અને તેમને ભેટો આપી. જાપાનમાં તે સમયે છુંદણાં છુંદાવવાની સરકારી મનાઈ હતી. રાજકુંવર જ્યૉર્જે કેટલાકના

હાથ ઉપર છુંદણાનાં ચિત્રો જોઈને પોતાના હાથ ઉપર એવાં છુંદણાં છુંદાવાની ખાસ ખાહેશ દર્શાવી. અને શહેનશાહ મિકાડોએ તેમને તેમાટે ખાસ પરવાનગી આપી. અહિંઆ તેમણે જાપાની લશ્કર અને દરિયાઈ કાફલો જોયાં; આનું વર્ણન બન્ને રાજકુમારોએ પોતાની નોંધપોથીઓમાં ઉત્તમ રીતે કર્યું છે. આટલે આઘે છતાં તેમને પોતાનો દેશ ઘણીવાર યાદ આવતો. નીચેના ઉદ્‌ગારો એ લાગણી પ્રકટ કરે એમ છે.

"England! my country great and free!
Heart of the world, I leap to thee."

"Where'er I roam, whatever realms to see,
My heart, untravelled, fondly turns to thee."

તેમણે નિત્યનોંધમાં લખ્યું છે, કે "મિકાડોના જમવાના ટેબલ ઉપર જણાતી સોનાની તાસકો માર્લબરોના મહેલની તાસકોને મળતી આવે છે." જાપાનમાં ૩ અઠવાડિયાં પસાર કર્યા પછી તેઓ ચીન ગયા. શેંઘાઈમાં તેમને શિકારની ઘણી જ ગમ્મત પડી. સને ૧૮૮૧ ના નાતાલના તહેવારો તેમણે હોંગકોંગમાં પસાર કર્યા. ત્યાંથી સિંગાપુર અને સિલોન થઈને ઈજીપ્ત જવા નીકળ્યા. સુવેજની નહેરમાં આગબોટ આવી પહોંચતાં તે બન્ને જણ ઈસ્લામીઆ ઉતર્યા. ઇસ્લામીઆથી કેરો ગયા અને ખેદીવના મહેમાન તરીકે રહ્યા. કેરો શહેરમાંથી તેઓ પીરામીડ અને હેલીઓ-પોલીસ શહેરમાં ગયા. તેમણે ઘણીજ બારીકાઈથી પીરામીડ જોયા અને નાશ થયેલા ઈજીપ્ત શહેરનો ઇતિહાસ સાંભળ્યો. ત્યાંથી નાઈલ નદીના પ્રદેશોની તેમણે મુલાકાત લીધી. અહિં ખેતી કરવા સારૂ જમીનને પાણી પાવાને બંધાયલી નહેરો જોઈને તેઓ આનન્દ પામ્યા. અહિંના આસુવાનનાં નહેરોનાં બાંધકામ જોઈને તેઓ ઘણો જ અચંબો પામ્યા. ત્યાંથી તેઓ થીબ ગયા અને એ દેશની પાછલી જાહોજલાલીની હકીગત સાંભળી. આ સાંભળીને નામાંકિત કવિ સ્કોટે, વીલફ્રીડને મોઢે કહેવડાવેલ શબ્દો યાદ આવ્યા:—

"Stern sons of war! sad Wilfrid sigh'd,
Behold the boast of Roman pride!
What now of all your toils are known!
A grassy trench, a broken stone!"

આ પ્રમાણે એક પખવાડીયું જુદી જુદી જગાઓ જોવામાં ગાળ્યા પછી, તે બન્ને રાજકુમારો કેરો પાછા ફર્યા અને ત્યાંથી આગબોટ "બેક-

ન્ટી" એ એલેકઝાન્ડ્રીઆ તરફ કુચ કરી. અહિ તેમણે પેલેસ્ટાઇન જોયું અને બાઇબલમાં વર્ણન કરાયલા તમામ પ્રદેશોનું અવલોકન કર્યું. ઐતિહાસિક બનાવોનાં ભાગ્યાં તૂટ્યાં રહેલાં ચિન્હો તથા સમયની ચઢતી પડતીનાં ચિન્હો તેમના જોવામાં આવ્યાં. શિરીઅન જાત્રાળુઓ એ સ્થળની પવિત્રતાનું ભાન કરાવે છે મુસલમાન ખેડુતો તર્કીની જાહોજલાલીનો સમય બતાવે છે, અને ક્રૂઝેડ-ધર્મયુદ્ધ-નાં જગેજગે નજરે પડતાં ચિન્હો ખ્રિસ્તી લોકની ચઢતીના સમયનો ખ્યાલ આપે છે. બન્ને રાજકુમારોએ જીસસ ક્રાઇસ્ટની કબર-(હોલી સેપલ્કર)ની મુલાકાત લીધી અને નેઝરેથ, ગાલીલી તથા ગેરેસાકનું તળાવ વગેરે જાત્રાની જગાઓ જોઈ લીધી. ત્યાંથી તેઓ એથેન્સ પધાર્યાં અને ગ્રીસના રાજાની મહેમાનગિરી ચાખીને સુદાનના અખાતમાં થઈ જીબ્રાલ્ટર આવી પહોંચ્યા અને સને ૧૮૮૨ના ઑગસ્ટ માસમાં ઇંગ્લાંડનો કિનારો દીઠો.

તારીખ ૫ મી ઑગસ્ટે ઑસ્બર્ન ખાતે સ્ટીમરે લંગર નાંખ્યું. આ બન્ને રાજકુમારોને સામે તેડવાને બાદશાહી કુટુંબ ત્યાં આવી પહોંચ્યું. માબાપ અને પુત્રોનો ઘણે દિવસે ભેટો થવાથી પરસ્પર સ્નેહનાં આંસુ સર્યાં. ત્યાંથી આખું કુટુંબ ઑસ્બર્નના મહેલમાં જઈ પહોંચ્યું. આ મુસાફરીમાંથી પાછા ફરતા મિડશિપમેનની પરીક્ષામાં રાજકુંવર જ્યૉર્જ પહેલા વર્ગમાં પાસ થયેલા હોવાથી તેમને એ હોદ્દો આપવામાં આવ્યો. આ હોદ્દો મળતાં તેમણે સબ-લેફ્ટેનન્ટની પાયરીએ ચઢવાનો પ્રયાસ કરવા માંડ્યો. અને થોડાક જ વખતમાં પોતાની આ અભિલાષા પાર પાડવામાં સફળ નીવડ્યા. તે પછી તેઓ થોડા વખતમાં લેફ્ટેનન્ટની પદવી મેળવી શક્યા. આ સર્વ પરીક્ષામાં તેમણે ઘણી જ ખંતથી કામ કર્યું હતું અને દરેક પરીક્ષામાં પહેલા ત્રણ ઉમેદવારોમાં તેઓ આવતા હતા. વિદ્યા પ્રાપ્ત કરવા તરફ એમનું પૂર્ણ લક્ષ હતું. કુદરતથી જ એમના મનમાં વસેલું છે કેઃ–'knowledge is power विद्या ए ज वीर्य छे.'

આ સમયે જ્યૉર્જની બાલ્યાવસ્થા પૂરી થઈ અને ક્રમે ક્રમે તેમણે યુવાવસ્થામાં પ્રવેશ કરવા માંડ્યો. આ જ સમયથી બન્ને ભાઇઓની કેલવણીની પદ્ધતિમાં ફેરફાર થવા માંડ્યો અને બન્નેને છુટા રહેવાનું થયું. આથી તે બન્ને ભેગા રહ્યા, તે દરમિયાન પરસ્પર કેવો ભાવ હતો એનું અવલોકન કરવું ઠીક થઈ પડશે. બન્ને ભાઈઓ વચ્ચે જો કે પદવી, ઉમ્મર વગેરેનો ફેર હતો, તો પણ તેમને નામદાર એડવર્ડ અને નામદાર એલેકઝાન્ડ્રાએ એવી રીતે ઉછેર્યા હતા, અને એવા પ્રકારની એક સરખી કેળવણી આપી હતી, કે પરસ્પર આ ભાઇઓ કોઈ પણ પ્રકારનો

ઉચ્ચ નીચતાનો ભિન્નભાવ રાખતાં શીખ્યા જ નહોતા. અભ્યાસમાં બન્ને ભાઈઓ સરખી રીતે મહેનત લેતા હતા, તથાપિ રાજકુંવર જ્યૉર્જ કુદરતી રીતે ચાલાક હોવાથી, પાટવી કુંવર વિક્ટર ઑલ્બર્ટને રાજ્યના નિયમપ્રમાણે પ્રસંગવશાત્ લોકોને મુલાકાત આપવી પડતી હોવાથી, તથા શરીરનો બાંધો પણ નરમ હોવાથી, તેઓ નામદાર જ્યૉર્જની બરોબરી કરી શકતા ન હતા. બન્ને ભાઈઓ પરસ્પર અતિશય મિલનસારપણે વર્તતા હતા, અને બન્ને વચ્ચે એવો તો ગાઢ સ્નેહ થઈ ગયો હતો કે તેમના વડા ભાઈનું હાલનાં રાણી મેરી સાથે વેવિશાળ થવાનું નક્કી થતાં તેમણે ઘણીજ પ્રસન્નતા બતાવી હતી. ઉપર જણાવેલું છે તેમ બાલપણથી જ નામદાર જ્યૉર્જ અને નામદાર મેરી વચ્ચે સ્નેહસંબંધ બંધાયો હતો, તથાપિ પોતાના વડા ભાઈના લાભમાં તે પડતો મૂકવાની તેમણે ઉદારતા બતાવી હતી. એક ગ્રંથકાર કહે છે કેઃ—

"Some thing of the real nobleness of His Majesty's character was revealed by the manner in which he yielded up his claims to her in favour of his brother. It is not perhaps an indiscretion to say that had His Majesty not married his present Queen he would to-day have been a bachelor."

અર્થાત્ "જે રીતિએ નામદાર મેરી ઉપરનો પોતાનો સ્નેહસંબંધનો હક્ક પોતાના વડા ભાઈના લાભમાં તેમણે જતો કર્યો તે જ નામદાર શહેનશાહના ચારિત્ર્યનું ખરૂં ઉમદાપણું દર્શાવે છે. જો નામદાર શહેનશાહ હાલનાં રાણીને પરણ્યા ન હોત તો તેઓ કુંવારી જીંદગી ગાળત, એમ કહેવું એ કદાચિત્ અવિવેકભર્યું તો કહેવાશે નહિ."

આ પ્રસંગથી જણાઈ આવશે, કે આમ બન્ને ભાઈઓને સાથે રાખવાથી અને એકસરખી કેળવણી આપવાથી પરસ્પર સ્નેહસંબંધ ગાઢ થવા પામ્યો હતો.



# પ્રકરણ ત્રીજું.

## નાવિક રાજકુમાર તરીકેનું જીવન.



> "The sea! the sea! the open sea!
> The blue, the fresh, the ever free!
> Without a mark, without a bound,
> It runneth the earth's wide region round;
> It plays with the clouds: it mocks the skies;
> Or like a cradled creature lies."
>
> B. Cornwall. *The sea.*

સને ૧૮૮૨ માં બન્ને ભાઈઓને છુટા પાડી પ્રત્યેકની પદવીને યોગ્ય ભિન્ન પ્રકારની કેલવણી આપવાનો નિર્ણય થયો. તેમના વડા ભાઈ પ્રિન્સ વિક્ટરને ભવિષ્યમાં રાજ્યગાદી ઉપર આવવાનું હોવાથી તેમને ઘેર રાખી રાજ્યકારભાર સંબન્ધી જોઈતી માહિતી આપવાનું ઠર્યું અને શિરસ્તા મુજબ રાજકુંવર જ્યૉર્જને નૌકાશિક્ષણમાં પ્રવીણ કરવાનો નિશ્ચય થયો. આર્ચબિશપ ટેટે રાજકુંવર જ્યૉર્જને નૌકાસૈન્યના પદ ઉપર ચોક્કસપણે નિયત કરતાં બન્ને રાજકુંવરોને કહ્યું હતું કેઃ—

"અત્યાર સૂધી જેમ અસાધારણ રીતે તમારો જીવન વ્યવહાર એકસરખો ચાલતો હતો તેમ આ સમયથી હવે તે કાર્યવશાત્ ઘણે દરજ્જે જુદી જુદી દિશામાં વળશે. તમને બન્નેને હવે જુદાં જુદાં કામો સોંપવામાં આવશે અને તમારી ભિન્ન ભિન્ન સ્થિતિને અનુસરતી ભિન્ન પ્રકારની કેળવણી તમને અપાશે."

તે સમયે જેમ ધારવામાં આવતું હતું, તેમ આવી ભિન્ન પ્રકારની કેળવણી લેવાને નામદાર જ્યૉર્જ સરજાયલા જ નહોતા. અને તે પછીના બનેલા અસાધારણ માઠા બનાવે (પ્રિન્સ વિક્ટરના મરણે) એ સાબિત કરી આપ્યું છે. આ માઠો બનાવ બનવામાં જે સમય પસાર થયો, તે દરમિયાન નામદાર જ્યૉર્જ રાજકુમાર તરીકે લેખાતા હતા અને નાવિક રાજકુમાર તરીકેનું જીવન ગાળતા હતા.

What are the notes from a million throats
To the joyous tide
As it wafts from far to the harbour-bar
The seaman's pride?
The sailor, whose homage rings
In honour of sailor-kings
To the Sailor-King by his side
Let the surf around give its organ-sound,
Be crowned, be crowned



આપણા નાવિક શહેનશાહ જ્યોર્જ પાંચમા.

" पुत्रा इव पितुर्गेहे विषये यस्य मानवाः ।
" निर्भया विचरिष्यन्ति स राजा राजसत्तमः ॥

પિતાના ઘરમાં પુત્રો ફરતા હોય તેમ જે રાજાના
રાજ્યમાં મનુષ્યો નિર્ભય તે રાજા રાજાઓમાં શ્રેષ્ઠ.

The 'Lakshmi Art'—Byculla

ને ૧૮૯૦ના મે માસની ૬ ટ્ઠી તારીખે આ
અધિકાર તેમની પાસે હતો, તે દરમિયાન
ાના પ્રતિનિધિ તરીકે તેમને 'જામેકા'
સ્ટનખાતે ઔદ્યોગિક પ્રદર્શન ખુલ્લું મુકર્યું.
ી ૨૪ મી તારીખે તેઓ "મેલેમ્પસ"ના
પછીના જાનેવારી માસમાં તો તેમનો

જીવન સમાપ્ત થાય છે. તેમણે આ જીવન
ાહથી, ખંતથી, નિપુણતાથી, અણિને પ્રસંગે
કરવાની ટેવથી, વહાલસોયા સ્વભાવથી,
રાખવાની પ્રકૃતિથી, અધિકારીઓ અને
ાળી જ લોકપ્રિયતા મેળવી હતી. મુશ્કે-
નેઓ હીણું માનતા નહિ અને અણીને
કરવાને તેઓ લગાર પણ કચવાતા નહિં.
ારા દરિયાઈ સેનાધિપતિ શી રીતે થવું,
ગાળ્યો હતો અને એમાં જ કુશળતા
નો મુખ્ય ઉદ્દેશ હતો. પોતે રાજકુંવર
થવું એવો ખ્યાલ તેમને સ્વપ્ને પણ
ે તેમ તેમણે મહેરબાનીથી નહિ પણ
ઉત્તરોત્તર અધિકાર પ્રાપ્ત કર્યાં હતા.

તેમ નાવિક રાજકુમાર તરીકે જ
ી સરજતમાં કાંઈક વિલક્ષણ જ

કસ્માતિક સૌ અરે,
ો હરિ હાથ છે." કલાપી.

એવો પ્રસંગ કાળબળથી સમીપ
ર તરીકેનું જીવન કેવળ બદલાઈ
રાજકુમાર જ્યૉર્જ એકાંતરીયા
ને ઘણા દિવસસુધી માંદગી
માં થઈ હતી. તેમની આ
મણે આગબોટો ઉપર ઘણું
મિતાહારની ટેવથી ટેવાયલા
પરંતુ ઇશ્વર કૃપાથી અને

વિક ઉર્મીના પરિણામમાં આજે આપણે "નાવિક રાજા" (Sailor King) તરીકે નામદાર જ્યૉર્જને ઓળખીએ છીએ.

સને ૧૮૮૮ માં પોર્ટસમાઉથ ખાતે દરિયાઈ બંદુકો સંબન્ધીની કેળવણીમાંથી પસાર થયાથી તેઓ ભૂમધ્ય સમુદ્રના લશ્કરી મથક માટે નિયત થયેલા ડયુક ઑફ એડીનબરોના વાવટા હેઠળની એલેકઝાન્ડ્રા આગબોટ ઉપર નીમાયા. તેઓ આ આગબોટ ઉપર હતા, તે દરમિયાન તેમણે ક્રેરોના ખેદીવ અને હેલીબીઝના રાજાની મુલાકાત લીધી. આ સમયનું એક રસિક વૃત્તાંત સર ફ્રેડ્રીક બેડફર્ડે કહેલું છે. તે જણાવે છે, કે સામાન્ય અમલદારોની પેઠે કામ કરવાને રાજકુંવર જ્યૉર્જ કેલવાયલા હતા અને પૂર ઉત્સાહથી કામ કરવાની શક્તિ ધરાવતા હતા. એક વખતે જ્યારે સાલોનિકાથી દૂર આગબોટે લંગર નાંખ્યું, ત્યારે બ્રિટિશ રાજગાદીના વારસ (યુવરાજ એડવર્ડ)ના પુત્રને મળવાને ટર્કીનો એક પાશા આગબોટ ઉપર આવ્યો. તે સમયે હોડીઓ મારફતે આગબોટમાં કોલસો ભરાતો હતો. જ્યારે તે પાશા રાજકુમાર જ્યૉર્જની પાસે આવ્યો, ત્યારે તેણે તેમને કોલસાની ધૂળથી કાળા અને મલીન થઈ ગયેલા જોયા. તેમને જોતાં પાશાએ તો માન્યું જ નહિ કે તે રાજકુંવર છે. તેને જ્યારે ભાર દઈને એમ કહેવામાં આવ્યું કે આવી રીતે કામ કરનાર ગૃહસ્થ પોતે જ રાજકુંવર જ્યૉર્જ છે, ત્યારે તેને એમ લાગ્યું, કે તેઓ તેની મશ્કરી કરે છે અને તેથી એકદમ ગુસ્સે થઈ ગયો.

સને ૧૮૮૯ ના જાન્યુઆરી માસમાં ઇંગ્લીશ ચૅનલના કાફલાની "નોરધંબરલેંડ" આગબોટ ઉપર તેમની નીમણુક થઈ. અને તે વર્ષની નાવિક વ્યૂહરચનામાં તેમને ૭૯ મા નંબરની નાવનાશક હોડી સોંપવામાં આવી. આ પ્રસંગ સંબંધી લોકમાં નીચેની વાત પ્રચલિત છે. નાવિક વ્યૂહરચના થવાની હતી તેના થોડા સમય આગમચ ગુડ વુડની શરતોમાં તેમની સાથે આવવાનું તેમનાં માતાપિતાએ નિમંત્રણ કર્યું, પરન્તુ રાજકુમારે તેનો એવો ઉત્તર વાળ્યો, કે "મારી નાવનાશક હોડીનું કેમ ?" નૌકાધિપતિએ બીજી કોઈ ગોઠવણ કરી લેવાનું તેમને જણાવ્યું, ત્યારે તેમણે તેનો એવો ઉત્તર આપ્યો કે "મને આ હોડી સ્પીટહેડ ખાતે લઈ જવાનો હુકમ મળેલો છે, એટલે મારે ત્યાં જવું જ જોઇએ." પછી એ વ્યૂહરચનામાં હુશળતા બતાવવા માટે તેમનાં ઘણાં વખાણ થયાં. પવનના ભારે ઝપાટામાં સપડાયલી હોડીને આયર્લૅન્ડના કિનારા તરફ ખેંચાઈ જતી અટકાવીને સહિસલામત પાછી આણવામાં તેઓ સફળ નીવડ્યા. આ પરાક્રમને લીધે તેમને "વેસ્ટ ઈન્ડીઝ"ના ટાપુઓના મથક ઉપરની 'થ્રશ' આગબોટનું

ઉપરીપણું સોંપવામાં આવ્યું. સને ૧૮૯૦ ના મે માસની ૬ ઠ્ઠી તારીખે આ અધિકાર તેમને મળ્યો. આ અધિકાર તેમની પાસે હતો, તે દરમિયાન નામદાર મહારાણી વિક્ટોરીઆના પ્રતિનિધિ તરીકે તેમને 'જામેકા' જવાનું થયું, અને ત્યાં તેમણે કિંગ્સ્ટનખાતે ઔદ્યોગિક પ્રદર્શન ખુલ્લું મુકયું. સને ૧૮૯૧ ની ઑગષ્ટ માસની ૨૪ મી તારીખે તેઓ "મેલેમ્પસ"ના નૌકાધિપતિ નિમાયા. અને તે પછીના જાનેવારી માસમાં તો તેમનો દૈવવશાત્ મોભ્ભો ફેરવાઈ ગયો.

અત્રે લગભગ તેમનું નૌકાજીવન સમાપ્ત થાય છે. તેમણે આ જીવન દરમિયાન પોતાના કામથી, ઉત્સાહથી, ખંતથી, નિપુણતાથી, અણિને પ્રસંગે અડગ હિંમત અને ધૈર્યથી સહાય કરવાની ટેવથી, વહાલસોયા સ્વભાવથી, અને ઉચ્ચ નીચતાનો ભેદ નહિ રાખવાની પ્રકૃતિથી, અધિકારીઓ અને ખલાસીઓમાં નામદાર જ્યૉર્જે ઘણી જ લોકપ્રિયતા મેળવી હતી. મુશ્કેલીને પ્રસંગે સુકાન ફેરવવામાં તેઓ હીણું માનતા નહિ અને અણીને વખતે કોલસા ભરવાનું કામ પણ કરવાને તેઓ લગાર પણ કચવાતા નહિં. તેમણે પોતાના શિક્ષણનો સમય સારા દરિયાઈ સેનાધિપતિ શી રીતે થવું, એ સંબંધી જ્ઞાન મેળવવા પાછળ ગાળ્યો હતો અને એમાં જ કુશળતા મેળવી નામના મેળવવી, એ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો. પોતે રાજકુંવર છે, તેથી આવી ફરજોમાંથી મુક્ત થવું એવો ખ્યાલ તેમને સ્વપ્ને પણ આવ્યો નહોતો અને આપણે જોયું છે તેમ તેમણે મહેરબાનીથી નહિ પણ યોગ્યતા અને નિપુણતાથી નૌકાસૈન્યમાં ઉત્તરોત્તર અધિકાર પ્રાપ્ત કર્યા હતા.

તેમનો ઉદ્દેશ ઉપર જણાવ્યું તેમ નાવિક રાજકુમાર તરીકે જ જીવન ગાળવાનો હતો પણ તેમની સરજતમાં કાંઈક વિલક્ષણ જ લખેલું હતું.

"જન્મ ને જીવનાં કૃત્યો આકસ્માતિક સૌ અરે,
પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિ હાથ છે." કલાપી.

કદી પણ સ્વપ્ને નહિ ધારેલો એવો પ્રસંગ કાળબળથી સમીપ આવતો ગયો અને તેથી તેમનું રાજકુમાર તરીકેનું જીવન કેવળ બદલાઈ ગયું. સને ૧૮૯૧ના ડીસેમ્બર માસમાં રાજકુમાર જ્યૉર્જે એકાંતરીયા તાવની ગંભીર પીડાથી પટકાઈ પડ્યા અને ઘણા દિવસસુધી માંદગી ભોગવી. તેમની માવજત સેંડ્રીગહામ મહેલમાં થઈ હતી. તેમની આ માંદગી એટલી બધી સખ્ત હતી, કે જો તેમણે આગબોટો ઉપર ઘણાં વર્ષો, પૂર્ણ આરોગ્યથી ગાળ્યાં ન હોત અને મિતાહારની ટેવથી ટેવાયલા નહોત, તો તેઓ આ માંદગી સહી શકત નહિં. પરંતુ ઈશ્વર કૃપાથી અને

આ સર્વ કારણોથી તેઓ ધીરે ધીરે પુનઃ આરોગ્ય મેળવી શક્યા. આ પ્રમાણે પ્રસંગે પ્રસંગે પ્રભુ કૃપાવડે થતા રક્ષણથી સિદ્ધ થયું છે, કે નામદાર જ્યૉર્જને દૈવે કોઈ સારા હેતુને અર્થે જ નિર્મ્યા છે.

તેઓ આવી અસાધારણ વ્યાધિમાંથી ભાગ્યે જ સાજા થયા હશે એટલામાં તો કમનસીબે તેમના વડા ભાઈ પાટવી કુંવર ઑલ્બર્ટ, ડ્યુક ઑફ ક્લેરન્સ અને ભવિષ્યની ગાદીના હકદાર, ઝેરી તાવની શરદી (influenza)થી પટકાઈ પડ્યા. આ મંદવાડ પહેલા સેંડ્રીગહામ મહેલમાં સર્વ નાતાલના તહેવારો ખુશખુશાલીમાં પસાર કરતા હતા. પરન્તુ દૈવની ગતિ ન્યારી છે. અને તે અણુધાર્યું કરી દે છે. આથી સન ૧૮૯૨ ના જાનેવારીની શરૂઆતમાં પ્રિન્સ વિક્ટર ઉપર ઝેરી શરદીએ હુમલો કર્યો અને સમગ્ર રાજકુટુંબને ફિકર ચિન્તામાં નાંખી દીધું. તેમનું કાઠું મૂળથીજ નરમ હોવાથી તેઓ આ વ્યાધિથી એકદમ અશક્ત થઈ ગયા અને અનેક પ્રકારના ઉપચારો કર્યા છતાં તા. ૧૪ મી જાનેવારીએ તેમણે અકસ્માત દેહ છોડ્યો. તેમના અકાલ અને ઓચિંતા મરણથી બાદશાહી કુટુંબ ઉપર આ એક કારી ફટકો પડ્યો. તેમના મરણના થોડાજ સમય પહેલાં તેમની પિત્રાઈ ફોઈની છોકરી અને હાલનાં મહારાણી મેરીની સાથે તેમનું વેવિશાળ થયાનો જાહેર ઉદ્દઘોષ થયો હતો અને તેમના લગ્નનો ઉત્સવ ઉજવવાને સમગ્ર પ્રજા ઉત્સાહી બની ગઈ હતી. પરન્તુ કમનસીબે આવો ગમખાર બનાવ બનવાથી બાદશાહી કુટુંબને તથા બ્રિટિશ પ્રજાને આ ઘણુંજ દુઃખ થયું.

રાજકુંવરી મેરીની સ્થીતિ તો ઘણી જ દુઃખદાયક થઈ ગઈ. ભવિષ્યની આશાઓનો ક્રૂર કાળે આમ ઓચિંતો અંત આણ્યો. એક કેનેડાની સ્ત્રી કવિએ તે વખતે લખ્યું હતું કેઃ—

"Thy foot was on a throne,  
Thy hand in royal lover's ; on thy head  
A crown sat graciously, and to thy name  
At every hearth were praise and blessings wed ;  
When sudden, swift, the Awful Angel came  
And wrought the woe: crown, kingdom, throne and love  
At one dire stroke wiped out beyond recall,  
As though they had not been."

પણ આશા અમર છે. "કંઈ લાખો નિરાશામાં અમર આશા

છુપાઈ છે." તેમ "તાજ, રાજ, તખ્ત અને પ્યાર" હમેશાને સારૂ નષ્ટ થયાં ન હોતાં;—લાંબા કાળ સુધી પણ નહીં.

'મનુષ્યને પોતાની સ્થિતિના પ્રમાણમાં સુખ દુઃખ એ અનેકવાર આવવાનાં જ એ નિઃસંશય છે. કારણ જન્મથી મરણ સુધી સુખની પ્રાપ્તિ તથા દુઃખના પરિહાર સારૂ સર્વ મનુષ્યોનો નિરન્તર પ્રયત્ન ચાલતો જ છે. તે સુખનું દુઃખ સાથે એવું વિલક્ષણ મિશ્રણ જોવામાં આવે છે કે, સુખ લેવા જતાં, તે સુખ આવે કે ન આવે પણ દુઃખને દૂર રાખવાના પ્રયત્ન તથા સંભાળ છતાં,—દુઃખ તો આવીજ પડે છે. એનો સર્વ વાંચકોને પૂર્ણ અનુભવ હોય છે.

( રામરૂચિરા છંદ. )

"સંસાર વિષે સુખ દુઃખ જ છે, મિશ્રિત વિચિત્ર રીતીએ રે,
રવિનાં અભેદ્ય પ્રકાશ ઔષ્ણ્ય જ સંયુક્ત સદા જયમ છે રે."

સૂર્યમાં તથા અગ્નિમાં જેમ પ્રકાશ અને ઉષ્ણતા ઉભય રહેલાં છે, પ્રાયશઃ તેમાંથી પ્રકાશ લેતાં તાપ પણ આવ્યા વિના રહેતો જ નથી; તે રીતિએ આ સંસારમાં સુખ દુઃખ સંબંધમાં જણાય છે.'



# પ્રકરણ ચોથું.

## યુવરાજપદે આવવું.

> " Be just and fear not:
> Let all the ends thou aim'st at be thy country's,
> Thy God's, and truths."

ભાવાર્થ:—ન્યાયી થા, અને ભય ધરતો નહિ; તારા સર્વ ઉદ્દેશો તારા દેશનાજ, પરમેશ્વરનાજ, અને સત્યનાજ હોજો.

સ્વાભાવિક રીતે જ, પાટવી રાજકુંવર ઑલ્બર્ટના અકાળ મરણથી, રાજકુંવર જ્યૉર્જને માથે નવી જોખમદારી આવી પડી. આ નવી જોખમદારી અને તેને અંગે ગાળવાની નવી જીંદગીને માટે અત્યારસૂધીના લીધેલા જ્ઞાન અને અનુભવથી તદ્દન નવી જાતનું જ્ઞાન ને અનુભવ લેવાની આવશ્યકતા જણાઈ આવી, અને તેને માટે તેમને નૌકાસૈન્ય સાથેનો સંબંધ હમેશને માટે છોડવો પડ્યો. પ્રિન્સ વિક્ટરના મરણ પછી ત્રણ મહિના સૂધી તો તેમણે પોતાનો આ પ્રિય ધંધો છોડ્યો નહોતો અને 'ક્રિસન્ટ' આગબોટના પહેલા વર્ગના અધિકારી તરીકે તેમણે નાવિક વ્યૂહરચનામાં ભાગ લીધો હતો. પરંતુ તેઓ યુવરાજપદે આવવાથી તેમને રાજદરબારના અંગની ક્રિયાઓમાં, તથા રાજ્ય તરફથી ઉત્તેજન ખાતર ઉઘાડવામાં આવતાં જાહેર કામોમાં તેમને હવે પહેલાંના કરતાં વિશેષ ભાગ લેવાનો હોવાથી આખરે પોતાનું પ્રિય નાવિક જીવન છોડવું પડ્યું.

થોડાંક અઠવાડિયાં પછી સને ૧૮૯૩ માં યુવરાજ પદની રૂઈએ તેમણે દિવાને ખાસ ( House of Lords )માં ડયુક ઑફ યૉર્ક તરીકે પોતાની બેઠક લીધી. તે સમયથી તે તેઓ ગાદીએ આવ્યા ત્યાંસૂધી ડયુક ઑફ યૉર્કના નામથી જ વિશેષ મશહૂર હતા. આ જ વર્ષમાં તેમણે ઉન્હાળાની વ્યૂહરચનામાં 'મેલમ્પસ'નું નૌકાધિપતિપણું લીધું હતું.

તે નામદાર હવે ગાદીના વારસ થયા, એટલે એમના લગ્ન સંબંધી પ્રશ્ન ઉભો થયો. આ વખતે તેમની ઉમ્મર ૨૮ વર્ષની હતી. બીજા રાજકુંવરોની માફક ગાદીવારસથી પોતે મનમાં ધારેલી કન્યા લાવી શકાતી નથી એવો ઇગ્લાંડના રાજ્યકુટુંબનો ધારો છે. અને રાજાના

લગ્નનો કાયદો ( The Royal Marriage Act ) આ સારૂ પસાર કરેલો છે. અત્યારસુધી રાજકુંવર જ્યૉર્જે કોઈ પણ કન્યા તરફ પસંદગી બતાવી ન હોતી. આ સમયે ઈંગ્રેજી પ્રજા તથા મહારાણી વિક્ટોરીઆ આદિનો એવો મત હતો, કે ઈંગ્રેજી રાજકુટુંબની જ કુંવરી સાથે પાટવી રાજકુંવરનાં લગ્ન થાય તો ઘણું જ સારૂં. નામદાર એડવર્ડની પિત્રાઈ બેહેન રાજકુમારી મેરીની પુત્રી રાજકુંવરી મેરી ઑફ ટૅક જે હાલ આપણાં શહેનશાહરાણી છે તેમનું વેવિશાળ મર્હૂમ શાહાઝાદા ઑલબર્ટ સાથે થયું હતું, એમ ઉપર જણાવેલું છે. રાજકુંવરી મેરી સાથે નામદાર જ્યૉર્જનો બાલપણથી જ સ્નેહસંબંધ બંધાયો હતો. અને તે એમણે પોતાના વડા ભાઈના લાભમાટે જતો કર્યો હતો, એ વાત પણ તેટલી જ જાણીતી છે. રાજકુંવરી મેરી હરેક રીતે યુવરાણીપદને માટે લાયક હતી અને બન્નેનું મન હળ્યું મળ્યું હતું તથા એમ પણ કહેવાય છે, કે તે નામદારને પરણવાને સારૂ પોતાના મર્હૂમ ભાઈને રાજકુંવર જ્યૉર્જે વચન પણ આપેલું હતું, તેથી તેમણે નામદાર મેરી તરફ પોતાની પસંદગી દર્શાવી અને મર્હૂમ મહારાણી વિક્ટોરીયાની સંમતિથી લગ્ન કર્યાં.

આથી નામદાર જ્યૉર્જનાં લગ્નની ધામધૂમ થવા માંડી. તેમનાં લગ્ન સને ૧૮૯૩ ના જુલાઈ માસની તા. ૬ ઠ્ઠીએ સેંટ જેમ્સીસના બાદશાહી દેવળમાં થયાં. તે પ્રસંગે મહારાણી વિક્ટોરીયા હાજર હતાં. ધર્મગુરૂ બેન્સને પવિત્ર ક્રિયા કરાવી હતી. આ સમયનો દેખાવ ખરેખર અતિશય આકર્ષક હતો. બ્રિટિશ પ્રજાએ આ પ્રસંગે મહાન્ પ્રજાવર્ગીય ઉત્સવ પાળ્યો હતો; અને બકીંગહામ મહેલમાંથી લિવરપુલ મહેલ્લાના રેલ્વે સ્ટેશન સૂધી લંડનમાં થઈને તે બન્ને પસાર થયાં, ત્યારે તેમને અસાધારણ માન મળ્યું હતું. જો કે આ પ્રસંગે રાજ્ય તરફથી જાહેર તહેવાર પાળવાનો ઉદ્ઘોષ કરવામાં આવ્યો નહોતો, તથાપિ બ્રિટિશ પ્રજાએ પોતાની અંતર્ઊર્મિથી તેને જાહેર ઉત્સવ તરીકે પાળ્યો અને હજારો લોકોનાં ટોળેટોળાંએ તેમને માનથી હર્ષભર વધાવી લીધાં.

તે સમયની જાહેર પ્રજાની લાગણી કેટલી બધી તીવ્ર હતી, તે તે સમયના પ્રધાન મી. ગ્લેડસ્ટને દિવાનેઆમ ( House of Commons )માં ઉચ્ચારેલાં વચનો ઉપરથી સારી રીતે જણાઈ આવે છે. મી. ગ્લેડસ્ટને તે વખતે કહ્યું હતું કેઃ– "ડ્યુક ઑફ યૉર્કને જેવી વસન્તઋતુ સમાન ખીલતી ભરયુવાવસ્થાની જીંદગી પ્રભુતરફથી બક્ષવામાં આવેલી છે, તેવી જ જીંદગી બીજા કોઈ રાજકુમારને બક્ષાયલી નથી. તે જેમ જુવાન છે તેમ તેના દરજ્જાને છાજતી મોટી મોટી પદવીઓ પણ તેણે સંપાદન કરેલી છે, અને દેશની પ્રજાનો સ્નેહ

પોતાની તરફ આકર્ષી લીધેલો છે. તેણે આપણા દેશનો મોટામાં મોટો અને ઉમદામાં ઉમદો પ્રજાવર્ગીય નાવિક સૈન્યનો ધંધો ખરી ભક્તિથી ઉપાડી લીધેલો છે, તેમાટે આપણે તેની પ્રશંસા કરીએ છીએ એટલું જ નહિ પણ સર્વ પ્રસંગોએ તેણે જે ઉંચા દરજ્જાની ઉત્તમતા અને બુદ્ધિ દર્શાવી છે અને તેનો જે સાચા અને ખુલ્લા દિલનો માયાળુ સ્વભાવ છે, તેમાટે આપણે તેનાં વખાણ કરીએ છીએ. આપણને એવી ખાત્રી છે, કે તેને દરેક રીતે છાજે એવી પ્રિય પત્ની મળેલી છે."

## યુવરાણી મેરીના ગુણો.

અત્યાર સુધીની થઈ ગયેલી યુવરાણીઓમાંથી માત્ર થોડીક જ તરફ બ્રિટિશ પ્રજાએ પોતાનો આટલો બધો અનુરાગ દર્શાવેલો છે. રાણી મેરીની લાવણ્યતા અને ખુબસુરતી દરેકને અજાયબીમાં ગરકાવ કરે છે. એમનામાં નાનપણમાં "થોડી અક્કડાઈ" હોય એમ સર્વ પ્રજાને ભાસતું હતું પણ તે ખોટું પડ્યું છે. તેઓ "ડાએના"નું પુતળું "ફીડીઆસ" ( Phidias ), કે બીજા કોઈ ગ્રીસ દેશના પ્રવીણ કોતરનારનું કોતરેલું જાણે જીવતું થઈ ને ચાલતું હોય, તેવાં દેખાય છે. એમનો ભવ્ય દેખાવ ઇટાલી દેશના નામાંકિત કવિ "વરજીલ ( Virgil )"-ની કવિતા યાદ આપેછેઃ—

O Virgin ! or whatever name you bear
Above that style, O more than mortal fair,
Your voice and mien celestial birth betray.

રાજકુંવરી મેરી બાલપણથી "રાજકુંવરી મે" તરીકે સારી રીતે જાણીતી હતી. તે સ્ટુઅર્ટ રાજ સમય પછીથી ઈંગ્રેજી રાજવંશી લોહીથી ઉત્પન્ન થયેલી પ્રથમ જ યુવરાણી છે. તેમનાં માતુશ્રી ડચેસ ઑફ ટૅક ઉદારતા અને માયાળુપણા માટે લોકમાં ઘણાં માનીતાં થઈ પડ્યાં હતાં, અને તેમનામાં વ્યવહારદક્ષતા અને સમજશક્તિ પણ પ્રબળ હતાં. આ બધા ગુણો આપણાં હાલનાં મહારાણી અને તે સમયનાં યુવરાણી મેરી સારી રીતે ધરાવે છે. નાનપણથી જ સાદી અને ડહાપણભરી રીતે તે નામદારને ઉછેરવામાં આવ્યાં હતાં અને ઉમ્મરે આવ્યાં ત્યાંસુધી તે નામદારની માને તે નામદારનાં પરોપકારી કામોમાં સહાય આપવાનું શીખવવામાં આવ્યું હતું. તેમના શિક્ષકો તેમની નિપુણતા માટે વાચન, અને ગાયનના આતુર શોખમાટે તથા વિવિધ કલાઓ પ્રતિની આતુર રૂચિ માટે તેમનાં બહુજ વખાણ કરતા હતા. સામાન્ય રીતે જેમ રાજકુંવરીઓને વારંવાર સામાન્ય સંસાર વ્યવહારમાં ભેળવવામાં આવતી નથી અને બહારની



**નામદાર શહેનશાહુ રાણી મેરી.**

જન્મ ઇ. સ. ૧૮૬૭.

" There is a lady sweet and kind,
Whose winsome face so pleased our mind,
We did but see her passing by,
Yet we shall love her till we die "

દુનિયાથી અલગ રાખવામાં આવે છે, તેમ નામદાર મેરીના સંબંધમાં થયું ન હતું. તેમ છતાં લગ્ન થયું ત્યાંસુધી તેમણે ઘણું શાન્ત અને સાદું જીવન ગાળ્યું હતું; તેથી તેઓ જ્યારે યુવરાણીને પદે અને ઇંગ્લાંડનાં ભવિષ્યનાં શહેનશાહરાણીને પદે મુકાયાં અને નવા જીવનમાટે નિર્માણ થયાં, ત્યારે એ ઉંચા પદના અંગની અનેક અને વિવિધ પ્રકારની ફરજો બજાવવાની યોગ્યતા તેમનામાં સારી રીતે આવી હતી.

માહારાણી વિક્ટોરીઆ જેઓ ઇશ્વરકૃપાથી દીર્ઘાયુષ ગાળવાને ભાગ્યશાળી થયાં હતાં, તેઓ મરણ પર્યંત રાણી તરીકેની પોતાની ફરજો બજાવવાને સદા વિશેષ ચિન્તાતુર હતાં; પરન્તુ તેમના પતિ પ્રિન્સ કૉન્સર્ટના (ઑલબર્ટના) મરણપછી તેઓ જાતે જાહેર કામોમાં ક્વચિત જ ભાગ લેતાં હતાં તેથી ડયુક ઑફ યૉર્ક અને ડચેસ ઑફ યૉર્ક (આપણા હાલના શહેનશાહ તથા શહેનશાહ રાણી)ને રાજપ્રતિનિધિ તરીકે ઘણો ભાગ લેવો પડતો હતો; અને દરેક પ્રસંગે નામદાર મેરીને લોક તરફથી સારો આવકાર મળતો. યુવરાણી મેરી એક મનોહર વ્યક્તિ છે, તેથી તેઓ જ્યાં જ્યાં ગયેલાં છે, ત્યાં ત્યાં લોક તરફથી તેમને સારો આવકાર મળેલો છે.

લોકપ્રીતિ સંપાદન કરવાની વિદ્યા એઓશ્રી સારી રીતે શીખેલાં છે અને તે એમનું મોટું ભૂષણ છે, અને પ્રજાનું તે મોટું ભાગ્ય છે. આ પરમેશ્વરની કૃપા વિના પ્રાપ્ત થતું નથી. પરમેશ્વર એમનું નિરંતર કલ્યાણ કરો અને હિન્દુસ્તાન ઉપર એમની કૃપા દૃષ્ટિ રહો અને વ્યવહારૂ સર્વ પ્રકારના કર્તવ્ય કરવામાં એઓશ્રીનું સુશીલપણું અને સદ્વર્તન હવે પછીની તરૂણ સ્ત્રીઓને અનુકરણરૂપ થાવ. યૂરોપના રાજદરબારોમાં, બ્રિટિશ સંસ્થાનોમાં, સમગ્ર હિન્દમાં અને હિન્દનાં જનાનાઓમાં તેમનો ભારે આદરસત્કાર થયેલો છે આથી આપણે સારી પેઠે માની શકીએ છીએ કે નામદાર શહેનશાહ જ્યૉર્જે રાજ્યગાદી સ્વીકારતાં પ્રતિજ્ઞાપત્રમાં તેમના સંબંધી જે સ્નેહપૂર્ણ ઉદ્ગારો કાઢ્યા છે તે સર્વાંશે સત્ય છે. તે ઉદ્ગારો નીચે પ્રમાણે છેઃ—

"I am encouraged by the knowledge that I have in my dear wife one who will be a constant helpmate in every endeavour for our people's good."

**ભાવાર્થઃ**—મારી પાસે મારી વ્હાલી પત્ની છે અને તે મારી પ્રજાના ભલા માટે દરેક પ્રયત્નમાં મારી નિત્યની મદદગાર થશે એ વિચારથી હું ઉત્તેજીત થયેલો છું."

લગ્ન થયા પછી તરત જ સાંસારિક સુખનો શાન્તપણે લહાવો લેવાને તે બન્ને યૉર્ક કૉટેજમાં રહેવા ગયાં. સેન્ડ્રીંગહામની બાદશાહી જાગીરમાંથી નામદાર એડવર્ડે આ ભાગ તેમને લગ્નની ભેટ તરીકે આપ્યો હતો. અહિં તેમણે સાદું જીવન ગાળવા માંડ્યું. નામદાર જ્યૉર્જ અને નામદાર મેરીને રાજદરબારનો ઠાઠમાઠ અને તાઝિમતવાઝા તરફ કોઈ પણ પ્રકારની ખાસ ચાહના નથી અને જ્યારે જ્યારે રાજકાજમાંથી મુક્ત થઈ તેઓ પોતાની જાગીર ઉપર આવે છે, ત્યારે પોતાનાં છોકરાં સાથે તે બન્ને નામદારો સુખી જીવન ગાળે છે. લગ્ન સમય પછી આવી સુખી જીન્દગી ગાળતાં સને ૧૮૯૪ ના જુન માસની તા. ૨૩ મીએ રિચમન્ડ પાર્કના વ્હાઈટ લૉજ ખાતે તેમની પ્રેમગ્રન્થીને દઢતર કરનાર ભવિષ્યના ગાદીવારસ રાજકુંવર એડવર્ડ આલ્બર્ટ ક્રિશ્ચન જ્યૉર્જ એન્ડ્રુ પૅટ્રિક ડેવિડનો જન્મ થયો.

યુવરાજપદે આવવા પછી આ બાદશાહી જોડા ઉપર, ઉપર જણાવ્યું તેમ, તેમના મોભા પ્રમાણેની, લોકપ્રિય કાર્યોમાં રાજપ્રતિનિધિ તરીકેની ફરજો આવી પડી. તેમને લોકોને મુલાકાત આપવી પડતી, નવાં મકાનો ઉઘાડવાં પડતાં અને પાયા નાંખવા પડતા, પ્રદર્શનો ખુલ્લાં મુકવાં પડતાં, નિશાળો વગેરે સ્થળે ઈનામો વહેંચવા જવું પડતું, વિગેરે અનેક જાહેર કામોમાં ભાગ લેવો પડતો. આ સર્વ ફરજો તેમણે વિશેષ ચપળતા અને ચંચળતાથી બજાવવા માંડી.

સને ૧૮૯૩ ની પાનખર ઋતુમાં અને તે પછીનાં વર્ષોમાં તેમણે ગ્રેટ બ્રિટનનાં મુખ્ય મુખ્ય શહેરો અને મથકોની મુલાકાત લીધી. તે દરમિયાનમાં તેમને એડીનબરો તથા યૉર્ક શહેરોનું શહેરી તરીકેનું છુટાપણું મળ્યું. જ્યાંસૂધી રાણી વિક્ટોરીઆ જીવતાં હતાં ત્યાંસૂધી નામદાર જ્યૉર્જ અને મહારાણી મેરીએ પોતાના તરફથી લોક કાર્યમાં પ્રકટપણે ઝાઝો ભાગ લીધો નથી. ઠાઠમાઠ અને લોક પ્રસિદ્ધિનો દંભ વેગળો રાખીને તેમણે ઘણાં અગત્યનાં કાર્યો શાન્ત રીતે કરેલાં છે. સોનાની કુંચીઓ, રૂપાની મેખો આદિ અનેક ચિહ્નો તેમના યૉર્ક કૉટેજમાં જોવામાં આવે છે અને તે સર્વ તેમના આ શાન્ત કાર્યની ખાત્રી આપે છે. આમ શાન્ત જીંદગી ગાળતાં યોગ્ય યોગ્ય સમયે મહારાણી મૅરીને છોકરાં થવાં માંડ્યાં અને હાલનું બાદશાહી કુટુંબ પાંચ રાજકુંવરો અને એક રાજકુંવરીનું બનેલું છે.

નામદાર શહેનશાહ જ્યૉર્જને અને શહેનશાહ રાણી મેરીને છોકરાંઓ ઉપર ઘણીજ પ્રીતિ છે, નામદાર જ્યૉર્જ ગમે તેવા કામના રોકાણમા હોય તો પણ દિવસમાં ઓછામાં ઓછો એક કલાક પોતાના પ્રિય



**બાદશાહી કુટુંબ.**

શહેનશાહ રાણી મેરી. શહેનશાહ જ્યૉર્જ પાંચમા
પાટવી કુંવર એડવર્ડ ઍાલબર્ટ. રાજકુંવર આલબર્ટ.
રાજકુંવરી મેરી. રાજકુંવર હેન્રી.
રાજકુંવર જૉન રાજકુંવર જ્યૉર્જ. રાજમાતા એલેકઝેન્ડ્રા.

છોકરાં સાથે વાતોમાં અને રમતગમતમાં ગાળે છે. માહારાણી મેરી છોકરાંઓને લગતી ઝીણામાં ઝીણી બાબતમાં પણ ઘણું ધ્યાન આપે છે. માહારાણી મેરી સ્ત્રીઓની સર્વે ફરજોમાં "માતાની ફરજ" પહેલી મુકે છે. છોકરાં ઉપર શહેનશાહરાણીનું એટલું બધું હેત છે કે જ્યારે તેઓ પોતાના પતિ સાથે દુનિયાના દૂર દેશોમાં મુસાફરીએ જાય છે ત્યારે છોકરાંઓ જોડે ન હોવાથી, તેમના ફોટોગ્રાફ-ઉપરથી "સીનેમેટોગ્રાફ." માં તૈયાર કરાવેલી રમતગમતની તથા કામ કરતી વખતની પટ્ટીઓ "ફ્લીમ્સ" સાથે રાખે છે, અને જ્યારે જ્યારે છોકરાં યાદ આવે તે વખતે "સીનેમેટોગ્રાફ" પોતે કરાવે છે.

લગ્ન પછીનાં થોડાંક વર્ષો દરમિયાન તેમના સંબંધમાં કાંઈ ઝાઝા જાણવાજેવા પ્રસંગો બન્યા નથી. તેમણે નૌકાસૈન્ય સાથેનો સંબંધ કાંઈ તદ્દન છોડી દિધો નહતો. સને ૧૮૯૯ માં ઇંગ્રેજી ખાડીના કાફલાની 'ક્રીસેન્ટ' આગબોટ ઉપર પોતાનો વાવટો ફરકાવ્યો હતો. ૧૯૦૧ માં તેમને શહેનશાહી નૌકાસૈન્યના કર્નલનો અધિકાર મળ્યો. નામદાર માહારાણી વિક્ટોરીઆની અંતિમ અવસ્થામાં ઑસ્ટ્રેલિયાના સંસ્થાનોએ પોતાની એકત્રિત પાર્લામેન્ટ ખુલી મૂકવા સારૂ તેમના પ્રતિનિધિ તરીકે નિમન્ત્રણ કર્યું હતું. તે સમયે નામદાર જ્યૉર્જનાં લગ્ન થયાને થોડાક જ માસ થયા હતા તેથી તથા બીજાં કારણોથી એ નિમન્ત્રણ સ્વીકારાયું નહોતું. વળી જ્યારે સને ૧૮૯૭ માં માહારાણી વિક્ટોરીઆની ડાયમન્ડ જ્યુબિલી ઉજવવામાં આવી, ત્યારે ઑસ્ટ્રેલિયાયે પાછું ફરીથી નિમંત્રણ કર્યું અને કેટલાંક કારણસર નામદાર જ્યૉર્જને તે નહિ સ્વીકારવાની ફરજ પડી. પરન્તુ ૧૯૦૧ માં તેમને એ કાર્ય માટે ઑસ્ટ્રેલિયા મોકલવા, એવી મી. જોસફ ચેમ્બરલેનની સૂચના થવાથી તે સૂચનાને માન આપીને મહારાણી વિક્ટોરીઆની-સંમતિથી પાટવી રાજકુંવરે પોતાનો ઑસ્ટ્રેલીયા જવાનો વિચાર જાહેર કર્યો.



## પ્રકરણ પાંચમું.

### નામદાર જ્યૉર્જની જુદાં જુદાં સંસ્થાનોની મુલાકાત.

"They never entered a colony or dependency without heart felt gratitude and never left it without deep regret."

ભાવાર્થઃ—"અંતઃકરણ પૂર્વક આભારની વૃત્તિ પ્રકટ કર્યા વિના તેમણે કદી પણ કોઈ સંસ્થાનમાં અથવા તો તાબાના રાજ્યમાં પ્રવેશ કર્યો નથી અને ગંભીર શોચવૃત્તિ પ્રકટ કર્યા વિના કદી પણ તે સંસ્થાન કે રાજ્યને છોડ્યું નથી.

નવા સૈકાની શરૂઆતની સાથેજ બ્રિટિશ શહેનશાહતમાં સંસ્થાનો અને તાબાનાં રાજ્યો સાથેના વર્તન અને રાજ્યનીતિ સંબંધી નવા વિચારો અને નવા ફેરફારોની પણ શરૂઆત થઈ ચૂકી. એમાંના કેટલાક ફેરફારો તો એવા પ્રકારના હતા કે જેથી કરીને શહેનશાહતની દૃઢતા અને લાંબું જીવન થવામાં સહાયભૂત થઈ શકે અને એ જ વિચારથી એ ફેરફારોને વજન આપ્યા વગર તે સમયના રાજનીતિજ્ઞોને ચાલે તેમ નહોતું. આ સમયે દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલમાં બોર લોકો સાથે બ્રિટિશ સરકારને સત્તા સંબંધી યુદ્ધ ચાલતું હતું. આ યુદ્ધમાં ઈંગ્લાંડના તાબાનાં કૅનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યુ ઝિલાંડ, સિલોન, ટાસમાનિયા, સિંગાપોર આદિ દરેક સંસ્થાને તેમ જ હિન્દના ઘણા રાજાઓએ મદદ સારૂ પોતપોતાનું લશ્કર મોકલાવ્યું હતું. આ સર્વ સંસ્થાનો દક્ષિણ આફ્રિકાથી એટલાં બધાં એક એકથી દૂર તેમ જ ઈંગ્લાંડથી એટલાં બધાં છેટે છે કે, હાલના સમયમાં બ્રિટિશ સામ્રાજ્ય શિવાય અન્ય કોઈ પણ રાજ્ય આટલી બધી વિસ્તૃત સત્તા ધરાવતું નથી; એટલે આ યુદ્ધમાં આ સર્વ સંસ્થાનોની સહાનુભૂતિથી સર્વેને મહદાશ્ચર્ય થતું હતું. રોમન લોકોના વખતમાં જ દૂરના દેશોના લોકો એક રાજાની પ્રજા તરીકે રહેતા હતા અને એક રાજ્યની પ્રજા તરીકે લડાઈમાં સાથે સાથે રહીને ભાગ લેતા હતા. ઇતિહાસ પુનઃ અમુક પ્રસંગની પુનરાવૃત્તિ કરે છે. (History repeats itself) એ લોકવચન આ પ્રસંગે સંસ્થાનવાસીઓએ સિદ્ધ કરી આપ્યું હતું. આ સર્વ એકત્રતાથી એમ સાબીત

થયું, કે રોમ રાજ્ય પછી ઇંગ્રેજી રાજ્ય જેવું અન્ય ચક્રવર્તિ રાજ્ય જગતમાં થયું નથી અને તેના જેવી જાહોજલાલી સમસ્ત દૂનિયામાં અન્ય રાજ્ય પ્રસારી શક્યું નથી.

સંસ્થાનોની આવી જાતની રાજભક્તિનો બદલો ફક્ત ઉપકારની લાગણી દર્શાવનારો બાદશાહી પેગામ મોકલીને જ માન્ય રાખ્યા કરતાં પાટવી રાજકુંવર જાતે જઈને એ પેગામ ત્યાંના સંસ્થાનવાસીઓને રાજપ્રતિનિધિ તરીકે સ્વમુખે સંભળાવે, તો તે વિશેષ સારૂં થઈ શકે, એવો રાજ્યનૈતિક વિચાર શહેનશાહ સપ્તમ એડવર્ડ તથા પાટવી કુંવર જ્યૉર્જને વિશેષ પસંદ હતો. "રાજ્યના પુત્રો" (Sons of the Empire)ને એમના દેશમાં જ જઈને બ્રિટિશ રાજપ્રતિનિધિએ મળવું એ તેમને મોટામાં મોટું માન આપ્યા બરોબર હતું અને તેમની રાજ્યલક્ષ્મીમાં પણ વિશેષ વૃદ્ધિ કરવાનો ઘણો સુતર અને સરળ માર્ગ એ જ હતો એવો વિચાર બન્ને પિતાપુત્ર ધરાવતા હતા એટલુંજ નહિ પણ તે સમયના રાજનીતિજ્ઞો પણ તેને સંમત હતા.

આ ઉપરાન્ત બ્રિટિશ સંસ્થાનોની મુલાકાત નામદાર જ્યૉર્જને લેવડાવવાનું બીજું પણ એક કારણ હતું. આ અરસામાં ઑસ્ટ્રેલિયાની સરકારે નવી રાજનીતિ ધારણ કરી હતી. અત્યાર સૂધી ઑસ્ટ્રેલિયા નાનાં નાનાં સંસ્થાનોમાં વહેંચાઈ ગયું હતું અને દરેક નાનાં સંસ્થાનો ઉપર જુદી જુદી હકુમત ચાલતી હતી. આ બધાં જુદાં જુદાં અને નાનાં નાનાં સંસ્થાનોએ એકત્ર થઈને એકસંપી પ્રજાશાસક રાજ્ય (Federal Commonwealth) સ્થાપવાનો વિચાર કર્યો. આ ઠરાવ તારીખ પહેલી જાનેવારી ૧૯૦૧ને દિવસે અમલમાં મુકવાનું નક્કી થયું અને નીચેનો ઢંઢેરો બહાર પડ્યો.

"The people of New South Wales, Victoria, South Australia, Queensland, Tasmania, and Western Australia shall be united in a Federal Commonwealth under the name of Commonwealth of Australia."

ભાવાર્થ:—"ન્યુ સાઉથ વેલ્સ, વિક્ટોરીઆ, દક્ષિણ ઑસ્ટ્રેલિયા, ટાસ્માનિયા, અને પશ્ચિમ ઑસ્ટ્રેલિયાના લોકો ઑસ્ટ્રેલિયાના પ્રજાશાસક રાજ્યને નામે એકત્રિત પ્રજાશાસક રાજ્યમાં સામેલ થશે."

આ ઢંઢેરો બહાર પડ્યો, તે સમયે ઑસ્ટ્રેલિયાથી જે પ્રતિનિધિઓ ઇંગ્લાંડ આવ્યા હતા, તેમણે અતીશય આતુર ઇચ્છા પ્રકટ કરી, કે આ

નવા એકત્રિત રાજ્યની પહેલી એકસંપી પાર્લામેન્ટ નામદાર માહારાણી શ્રી વિક્ટોરીઆના નામથી કોઈ પ્રતિનિધિ રાજકુંવર ઉઘાડે તો ત્યાંના લોકો તે કાર્યથી ઘણા જ પ્રસન્ન થશે અને આ કાર્યને માટે જો નામદાર મહારાણી શ્રી ( ડયુક ઑફ યૉર્ક ) રાજકુંવર જ્યૉર્જને ઑસ્ટ્રેલિયા મોકલે, તો એથી વધારે આનન્દમય બીજું કાંઇ ગણાશે નહિ ? પાટવીકુંવર જ્યૉર્જને પોતાને પણ આ માગણી ઘણીજ મહત્વની લાગી અને તેણે પસંદ પણ કરી. આવા ખરા અણીને સમયે લોકોની નિર્દોષ અને આતુર ઈચ્છાને માન આપવામાં આવે છે તો પરસ્પરનો પ્રેમ વૃદ્ધિ પામે છે અને વિશેષ ગાઢ થાય છે. વળી ઉપર જણાવ્યું છે તેમ, નામદાર માહારાણી વિક્ટોરીઆ અને નામદાર એડવર્ડ તથા તે સમયના રાજ્યનીતિજ્ઞો એવા અભિપ્રાય ઉપર આવ્યા હતા કે-બ્રિટીશ સંસ્થાનોનો ઈંગ્લાંડ સાથેનો સ્નેહ સંબંધ વિશેષ ગાઢ કરવા સારૂ રાજપ્રતિનિધિએ સંસ્થાનવાસીઓના ગાઢ સંબંધમાં આવવું જોઇએ. વળી આવે આવે પ્રસંગે સંસ્થાનવાસીઓના ઉમદા કાર્યમાં જાતે હાજરી આપી, સહાનુભૂતિ દર્શાવવાથી તેઓ માતૃભૂમિ ઈંગ્લાંડ તરફ તીક્ષ્ણ પ્રેમની લાગણી દર્શાવે છે અને એક રાજાની અને એક લોહીની અમે પ્રજા છીએ એવી ભાવના તેનાં હૃદયમાં સજ્જડ ઠસે છે, એવો રાજ્યનૈતિક વિચાર સર્વનો થયો.

નામદાર માહારાણી વિક્ટોરીઆ ઘણાં જૈફ ઉમ્મરનાં હતાં અને પ્રિન્સ ઑલ્બર્ટ વિક્ટર આદિનાં મરણથી રાજકુટુંબ ઉપર કારી ઘા પડ્યા હતા, તેથી પૂર વૃદ્ધાવસ્થામાં રાજકુંવર જ્યૉર્જને પોતાની નજર આગળથી કહાડી દૂર દેશ મોકલવાનું તેમને પસંદ પડ્યું નહિ. વળી પાટવી રાજકુંવર જ્યૉર્જ રાજપ્રતિનિધિ તરીકે પ્રજાકાર્યોમાં ભાગ લઈને નામદાર માહારાણી તથા નામદાર એડવર્ડ એ બન્નેને જાતે ભાગ લેવાની જોખમદારીમાંથી મુક્ત કરતા હતા, તેથી આવા મદદગાર રાજકુંવરથી ઘડપણમાં જૂદા પડવું, એ એ નામદારને મહાન્ દુઃખ ઉત્પન્ન કરવા જેવું લાગતું હતું; પરન્તુ જ્યાં કર્ત્તવ્ય પાલનની વાત આવે, ત્યાં આગળ પ્રત્યેક મનુષ્યને અને વિશેષ કરીને નામદાર માહારાણી જેવાં વૃદ્ધ અને દુરંદેશી રાજનીતિજ્ઞને ઘડીભર પ્રેમને પણ બાજુએ મુકવાની ફરજ પડે, આથી આ નિયમને વળગીને જ તથા તે નામદારનો એવો પાકો નિશ્ચય થયો હતો, કે નામદાર જ્યૉર્જની આ મુલાકાતથી બ્રિટિશ રાજ્યને ઘણો જ લાભ થશે તેથી જ્યારે રાજકુંવર જ્યૉર્જને ઑસ્ટ્રેલિયા મોકલવા સંબંધી વિચાર ચલાવવાને મળેલા મંડળતરફ એ નામદારની સમક્ષ આ પ્રશ્ન આવ્યો, ત્યારે તે નામદારે પોતાના પૌત્ર ઉપરના પ્રેમને બાજુ ઉપર મૂકી દેશની સેવા

બજાવવા સારૂ તેમને આંખ આગળથી દૂર જવાની કંઈ પણ આનાકાની કર્યા વગર હા કહી. આ પ્રમાણે રાજકુંવર જ્યૉર્જને એકત્રિત પ્રજા-શાસક રાજ્યની પાર્લામેન્ટ ઉઘાડવા જવાનું નક્કી થયું અને તેને અંગે સર્વ પ્રબન્ધો રચાયા.

એક પાસ રાજકુંવર જ્યૉર્જને ઑસ્ટ્રેલિયા મોકલવાની તૈયારીઓ ચાલતી હતી, ત્યારે બીજી પાસ એક એવો અચાનક અને અણચિન્તવ્યો બનાવ બન્યો, કે જેથી તુરતને માટે તેમનું ઑસ્ટ્રેલિયા જવાનું અટકી પડ્યું. ઈશ્વરની ગતિ ગહન છે અને તે કોઇથી ચિન્તવી શકાય એમ નથી.

માહારાણી વિક્ટોરીઆની એક મહાન્ અભિલાષા એ હતી, કે સુલેહ શાન્તિથી બ્રિટિશ સંસ્થાનો સાથેનો સ્નેહસંબંધ વિશેષ ગાઢ બનાવવો. આખર અવસ્થામાં પરન્તુ કેટલાંક કારણોસર દક્ષિણ આફ્રિકામાં આવેલા ટ્રાન્સવાલના મુલકમાં બોઅર લોકો સાથે ઇંગ્લાંડને લડાઈમાં ઉતરવું પડ્યું હતું. મરાઠાઓના જેવી નાશ ભાગની ( ગેરીલા ) લડાઈમાં બોઅર લોકો અતિશય હોશિયાર હોવાથી તથા તે ડુંગરી પ્રદેશ હોવાથી શરૂઆતમાં ઈંગ્રેજોને કેટલીક હારો ખમવી પડી હતી. આ હારોથી નામદાર માહારાણીના અંતઃકરણ ઉપર ઘણી જ ખરાબ અસર થઈ હતી. જો કે આખરે આ વિગ્રહમાં ઈંગ્લાંડે જીત મેળવી, ટ્રાન્સવાલના પ્રજાસત્તાક રાજ્યનો અંત આણી પોતાની આણ ફેરવી અને નિયંત્રિત સત્તાવાળું સ્વરાજ્ય સ્થાપ્યું હતું, તથાપિ માહારાણીશ્રીના મન ઉપર પ્રથમ થયેલી અસર ભુસાઈ ગઈ નહોતી. તે સમયથી જ આસપાસનાઓને લાગતું જ હતું, કે માહારાણીશ્રીની જીંદગીનો અંત હવે પાસે આવતો જાય છે. રાજકુટુંબ શિવાય આ બાબત ઝાઝી જાહેરમાં આવી નહોતી. આખરે તેમનો ભય ખરો પડ્યો અને સને ૧૯૦૧ ની શરૂઆતમાં જ નામદાર માહારાણીની ગંભીર માંદગીની ખબર પ્રજાને જાહેર કરવામાં આવી અને થોડો સમય આમ ફિકર ચિન્તામાં પસાર થયા પછી લોકોની ભારે દિલગીરી વચ્ચે જાનેવારીની ૨૨ મી તારીખે મહારાણીશ્રીના મરણના દુઃખદાયક સમાચાર દુનિયામાં ચારેકોર પવનના સપાટાની માફક પ્રસરી રહ્યા.

નામદાર મર્હુમ માહારાણી તરફ બ્રિટિશ પ્રજાનો અતિશય ગાઢ પ્રેમ હતો. બ્રિટિશ પ્રજા તેમ જ બ્રિટિશ સંસ્થાનવાસીઓ, પોતાના તરફનો નામદાર માહારાણીશ્રીનો પ્રેમ તેટલો જ પ્રબળ હતો અને તેમના કલ્યાણમાં તેઓ સદા તત્પર રહેતાં હતાં, એ પણ સારી રીતે સમજતા હતા. ઈંગ્લાંડમાં જે ઘણા રાજાઓ થઈ ગયા છે, તેમાં સૌથી વિશેષ લાંબા સમય સુધી રાજ્ય અમલ મહારાણી શ્રી વિક્ટોરીઆ-

એ જ ચલાવ્યો છે. ત્રિજા વિલ્યમના રાજ્યકાલથી પ્રજાનાં હૃદય સમજી તેમનાં કાર્યોમાં સહાનુભૂતિ દર્શાવનાર નામદાર માહારાણીશ્રી વિક્ટોરીઆ પ્રથમ જ હતાં. સ્ટુઅર્ટોના એકહથ્થુ રાજ્યઅમલથી બ્રિટિશ પ્રજા કંટાળી ગઈ હતી, ત્યારે ચોથા જ્યૉર્જ સુધીના હાનોવર વંશના રાજાઓ બ્રિટિશ પ્રજાનું હૃદય સમજવાનો પ્રયત્ન કરતા ન હતા અને કંઈક અતડા પણ રહેતા હતા, તેથી બ્રિટિશ પ્રજા ખુલ્લા દિલે તેમના તરફ મમતા ધરાવતી ન હતી; પરન્તુ નામદાર માહારાણીશ્રી વિક્ટોરીઆએ પોતાની સહાનુભૂતિથી બ્રિટિશ પ્રજાનાં મન હરી લીધાં અને એમના સાઠ વર્ષના લાંબા રાજ્યઅમલ દરમિયાન બ્રિટિશ શહેનશાહતનો ઉદય થયો. સંસ્થાનોને એકત્ર કરવાની પોતાની ધારણાઓ પૂર્ણ થઈ, તેથી તેમના આ મરણથી સર્વત્ર અતિશય ભારે શોક પ્રસરી રહ્યો. માહારાણીશ્રીને સારૂ ઈંગ્લાંડના નામાંકિત કવિ લૉર્ડ ટેનીસન કહે છે કેઃ—

" Her court was pure, her life serene ;
God gave her peace, her land reposed,
A thousand claims to reverence closed,
In her as Mother, Wife and Queen. "

હિન્દવાસીઓ તરફ પણ મર્હુમ મહારાણીશ્રી અપ્રતિમ પ્રેમ ધરાવતાં હતાં અને રંગભેદ કે ધર્મભેદને દૂર કરીને બ્રિટિશ પ્રજા તરીકેનો મોભો પોતાની હિન્દી પ્રજાને કાળક્રમે અપાવવાને સદા ઉત્સુક રહેતાં હતાં. સને ૧૮૫૮ ના તેમના બાદશાહી ઢંઢેરાથી હિન્દી પ્રજા તે સર્વથી જાણીતી હતી, તેથી સમગ્ર હિન્દમાં પણ તેમના મરણથી ભારે ગમગિની ફેલાઈ રહી. આ ઢંઢેરાનો પહેલો ખરડો માહારાણીશ્રી જે તે વખતે જર્મની ગયાં હતાં, ત્યાં પહોંચ્યો. પ્રથમ આ ખરડો પ્રિન્સ આલબર્ટ–રાણીપતિ—ના હાથમાં ગયો. તેમણે વાંચીને લખ્યું કે " તે હાલની સ્થિતિમાં નહીં હોવો જોઈએ." રાણીશ્રીનો પણ તેવોજ અભિપ્રાય થયો તેથી તેમણે લોર્ડ ડરબીને લખ્યું કે " યાદ રાખવું કે આ એક સ્ત્રી–શહેનશાહરાણી—નું રાજ્ય છે, અને તે પોતાની કરોડો પ્રજાને, જે સત્તા ને અભયવચનો આપે તે તેની ( રાણીશ્રીની ) સ્થિતિ, પ્રકૃતિ, સ્વભાવવૃત્તિને અનુસરતાં હોવાં જોઇએ–તે પણ વળી માંહોમાંહેની એક વહેતી લડાઈ બંધ પડ્યા પછી,—આવા ઢંઢેરામાં ઔદાર્ય, પરહિતેચ્છા ને ધર્મસમાનતા ને સ્વતન્ત્રતા જણાવવી, તે સાથે આબાદી ને સુધારાના અભયવચન આપે એવો ઢંઢેરો ઘડાવવો જોઈએ." લોર્ડ ડરબીએ તેમના લખ્યા પ્રમાણે સુધારા કીધા ને તે પ્રમાણે ૧૮૫૮ નો બાદશાહી ઢંઢેરો બાહાર પડ્યો. આ આપણો નામાંકિત " મેગ્નાચાર્ટા " છે.



## નામદાર મહારાણી શ્રીવીક્ટોરીઆ.

જન્મ. ઈ. સ. ૧૮૧૮.  સ્વર્ગવાસ. ઈ. સ. ૧૯૦૧.

"True heart! Brave heart! Great Britain's noblest Queen!
Thou reignest still o'er those who loved the best·
Still thou art here, robed with unearthly sheen,
Still thou art near, though gone unto thy rest."

The Lakshmi Art Printing Works,—Byculla

નામદાર મહારાણી વિક્ટોરીઆનો રાજઅમલ ઘણો જ મશહૂર છે અને ઇંગ્રેજી પ્રજામાં તે મહાન્ વિક્ટોરીઆયુગ ( Great Victorian Age )ને નામે સુપ્રસિદ્ધ છે. એક રીતે કહીએ તો એમની જીન્દગીના અન્તસાથે જૂના સૈકાનો અન્ત આવ્યો અને હાલનો સૂધરેલો જમાનો શરૂ થયો. આ જૂના જમાનાની આખરમાં જવા આવવાના વ્યવહારોમાં, અને વ્યાપારવ્યવહારના નિર્વાહમાં નવી શોધખોળોથી પ્રગતિનાં દ્વાર ખુલ્લાં થવાથી અનેક પ્રકારની સુગમતા થઈ હતી અને એ જ તેમના રાજ્યની ખરેખરી બલિહારી હતી અને એથી જ બ્રિટિશ પ્રજાઓના પાછલા રાજાઓનો ખ્યાલ બ્રિટીશ પ્રજાને રહ્યો ન હતો. આ સર્વેથી નામદાર મહારાણીશ્રીનું મરણ સમગ્ર બ્રિટિશ સામ્રાજ્યમાં અતિશય શોચનીય થઈ પડ્યું.

નામદાર મહારાણી વિક્ટોરીઆના મરણથી શહેનશાહ સપ્તમ એડવર્ડ બ્રિટિશ સામ્રાજ્યની રાજ્યગાદીએ આવ્યા. નામદાર શહેનશાહ એડવર્ડની ઉત્કટ વૃત્તિ પોતાનાં મર્હુમ માતુશ્રીને પગલે જ ચાલવાની હતી; અને વધારામાં, સમસ્ત યૂરોપ ખંડનાં રાજ્યો વચ્ચે સુલેહશાન્તિ પ્રવર્ત્તાવવાનો તેમનો મુખ્ય ઉદ્દેશ હતો અને અંતસૂધી ચિન્વટપણે એ ઉદ્દેશને પાર પાડવામાં સમર્થ અને સફલ ઉતર્યાથી તેમને "Peace Maker" "સુલેહ શાન્તિપ્રવર્ત્તક"નું મુબારક બિરૂદ સમસ્ત પ્રજાએ સમર્પેલું છે. મહારાણી વિક્ટોરીઆના સમયથી જ બ્રિટિશ સંસ્થાનોને એકત્રપણાનો ખ્યાલ કરાવવાના તથા તેમને બ્રિટિશ સામ્રાજ્યના નિર્લેપ અંગભૂત બનાવવાના પ્રયાસો અને પ્રયત્નો ચાલી રહ્યા હતા. નામદાર શહેનશાહ એડવર્ડે પણ એ પ્રયાસોને વિશેષ મક્કમ રૂપ આપ્યું અને આપણે ઉપર જોઈ ગયા છીએ, તેમ એ જ ઉદ્દેશથી મર્હુમ મહારાણી વિક્ટોરીઆ તથા સપ્તમ એડવર્ડે નામદાર જ્યૉર્જને દરીઆપારનાં બ્રિટિશ સંસ્થાનોની મુલાકાત લેવડાવી હતી અને ત્યાંના લોકોના ગાઢ સમાગમમાં આણ્યા હતા. આ જ ઉદ્દેશને લઈને મહારાણી વિક્ટોરીઆનું મરણ થતાં પહેલાં નામદાર જ્યૉર્જને એકત્રિત પાર્લામેન્ટ ખુલ્લી મુકવાને મોકલવાનું નક્કી થયું હતું. ઑસ્ટ્રેલિયા જવાનો આ પ્રસંગ કેવળ અસાધારણ હતો અને તે પ્રસંગ અમલમાં મુકાયો તે પછીથી બ્રિટિશ પ્રજાને જાણવા અને સમજવાનું મળ્યું, કે રાજશાસક ( Imperial ) નીતિના ઉચ્ચાશયોનો નિર્ધાર કરી શકે એવી સમર્થ અને રાજનીતિજ્ઞને શોભાવે એવી યોગ્ય શક્તિ પાટવી રાજકુંવર જ્યૉર્જમાં હતી. આવો અસાધારણ પ્રસંગ અમલમાં મુકાતા પહેલાં આપણે ઉપર જોયું, તેમ નામદાર મહારાણીના

ઓચિંતા મરણથી એકાએક ખતરો પડ્યો અને સર્વને સન્દેહ થયો, કે નામદાર સપ્તમ એડવર્ડ રાજકાજમાં પોતાને મદદ કરનાર પાટવી કુંવરને હવે કદાચ ઑસ્ટ્રેલિયા મોકલવાનું પસન્દ કરશે નહિ.

છેક છેલ્લે સમયે સંસ્થાનોની મુલાકાત આમ અણધારી રીતે પડતી મુકાવાથી નામદાર પાટવી કુંવર જ્યૉર્જ અને તેમનાં પત્ની નામદાર મેરીને કેટલી બધી નિરાશા થઈ હશે અને પોતાનાં સ્નેહશીલ મર્હુમ માતામહિના મરણના શોકે તેમાં કેટલો બધો વધારો કરી દીધો હશે, તેનો ખ્યાલ તે બન્ને નામદારો જ કરી શકે એમ છે. નાવિક રાજકુંવર તરીકે નાવિક જીવન ગાળતાં નામદાર જ્યૉર્જને બ્રિટિશ સંસ્થાનોના આ દૂરના પ્રદેશની ઝાંખી કરવાનો અવકાશ મળ્યો હતો. આ અવકાશથી આ પ્રદેશો સંબન્ધી વિશેષ જાણવા અને જોવાની તેમને ઉત્કટ ઇચ્છા થઈ હતી અને એ ઇચ્છા પરિપૂર્ણ કરવાની બન્ને પતિપત્ની અતિશય આતુરતાથી રાહ જોતાં હતાં. તેથી તેમણે જ્યારે જાણ્યું, કે નામદાર સપ્તમ એડવર્ડ પોતાની નિત્યની કળવકળ અને સમય સમજવાની સચોટ બુદ્ધિ વાપરીને તેમની આ મુસાફરી ચાલુ રાખવાનું અને પોતાનું મર્હુમ માતુશ્રીના નિર્ણયને અમલમાં મુકવાનું જાહેર કર્યું છે, ત્યારે તેઓ અતિશય પ્રસન્ન થયાં.

સંને ૧૯૦૧ ના જાનેવારી માસની આખરે સમગ્ર બ્રિટિશ શહેનશાહતના રાજા સપ્તમ એડવર્ડ થયા તે આપણે જોયું. તેઓ રાજદ્વારી કુનેહમાં ઘણા જ કુશળ હતા અને પોતાનાં મર્હુમ માતુશ્રી કરતાં રાજદ્વારી વિચારણામાં તેઓ કોઈ પણ રીતે ઉતરતા નહતા; તેથી તેમની સમક્ષ જ્યારે આ સવાલ ઉપસ્થિત થયો, કે પાટવી કુંવર જ્યૉર્જને સંસ્થાનોની મુલાકાત લેવાને જવા દેવા કે નહિ અને તે કાર્યને સારૂ એ સમય અનુકૂળ છે કે નહિ, ત્યારે મર્હુમ મહારાણીની ઇચ્છાને માન આપી તેમણે પ્રથમના નિર્ણય પ્રમાણે વર્તવાનું જાહેર કર્યું. આ નિર્ણયે આવતાં પહેલાં તેમના વિચારક મંડળમાં ઘણી જ ચર્ચા ચાલી હતી અને સંભાળપૂર્વક વિચાર ચલાવવામાં આવ્યો હતો. તે પછી આખરે એમ નક્કી થયું, કે પાટવી કુંવર જ્યૉર્જની આ મુલાકાતને કેવળ ઑસ્ટ્રેલિયાનાં સંસ્થાનોમાં સંકોચી રાખવી નહિ પણ આ મુસાફરીમાં ન્યુઝિલાંડ, કેનેડા અને કેપ ઑફ ગુડ હોપનો પણ સમાવેશ કરવો. આ પ્રમાણે વિચાર થયા પછી નવી પાર્લામેન્ટ ખુલ્લી મુકતાં મહારાજા સપ્તમ એડવર્ડ જાહેર કર્યું, કે—

"મારા પુત્રનો વિયોગ આ સમયે મને ઘણો જ દુઃખકારક લાગશે પરન્તુ મારાં મર્હુમ માતુશ્રીના વચનને માન આપવા ખાતર અને તે નામદારની અને અમારી સંસ્થાનો તરફની લાગણી પ્રકટ કરવાને ખાતર

અમે એમ નક્કી કર્યું છે, કે પાટવી કુંવર જ્યૉર્જનું ઑસ્ટ્રેલિયા જવાનું મુલતવી રાખવું નહિ અને તેમણે સાથે સાથે કેનેડા, ન્યુઝિલાંડ અને કેપ ઑફ ગુડ હોપ પણ જતાં આવવું."

આ નિર્ણયને અનુસરીને આ મુસાફરીને માટે સર્વ તૈયારીઓ પૂરપાટ ચાલવા માંડી તથા નામદાર જ્યૉર્જ અને નામદાર મેરીના સત્કારમાટે "ઑફીર" આગબોટમાં સર્વ વ્યવસ્થા કરવામાં આવી. આ સર્વે પુરૂં થતાં, તેમની સાથે જનારા અધિકારી તથા નોકરવર્ગની વ્યવસ્થા થઈ જતાં, સને ૧૯૦૧ તારીખ ૧૬ મી માર્ચને શનિવારે બપોરે પાટવી કુંવર અને તેમના રસાલાને લઈને સંસ્થાનોની મુલાકાત લેવાને 'ઑફીર' આગબોટે પોર્ટસ્માઉથ બંદર છોડ્યું. પિતાપુત્ર જુદા પડ્યા એ સમયનો દેખાવ ઘણો જ ગંભીર હતો.

ચાર દિવસમાં તેઓ જીબ્રાલ્ટર જઈ પહોંચ્યા. ત્યાં બંદર ઉપર ઉતરતાં જ લેડી સ્મિથના રક્ષક સર વ્હાઈટે પૂર્ણ માન અને દબદબાથી તેમને રાજવંશી આવકાર આપ્યો અને સંપૂર્ણ આદરસત્કાર કર્યો. ત્યાંથી માલ્ટાની પ્રજાના નિમન્ત્રણને માન આપીને તેઓ ત્યાં સિધાર્યા. આ પ્રમાણે 'ઑફીર' આગબોટ સફર કરતી કરતી એડન આવી. ત્યાં તે નામદારોને મી. એચ. સી. દિનશાહ નામના પારસી સદ્દગૃહસ્થે એડનની પ્રજા તરફથી માનપત્ર વાંચી સંભળાવ્યું. આ ગૃહસ્થના પિતાએ પણ સને ૧૮૭૫ માં મહારાજા સપ્તમ એડવર્ડ પાટવી કુંવર તરીકે હિન્દ પધાર્યા હતા, ત્યારે તેમને માનપત્ર અર્પણ કર્યું હતું. એડનથી પાટવી કુંવર જ્યૉર્જ અને તેમનો રસાલો કોલંબો થઈ તા. ૨૨ મી એપ્રિલે સિલોન આવી પહોંચ્યો. સિલોન બ્રિટિશ સંસ્થાનોમાં એક મુખ્ય સંસ્થાન ગણાય છે. સિલોનની તેમની આ મુલાકાત બીજીવારની હતી અને તે લગભગ ૧૯ વર્ષે કરવામાં આવી હતી. નામદાર પાટવી કુંવર જ્યૉર્જને માન આપવાને સિલોનમાં પ્રજાતરફથી મોટા ભવ્ય પાયા ઉપર તૈયારીઓ કરવામાં આવી હતી. આ સર્વ તૈયારીઓ અને ઠાઠમાઠભર્યાં દેખાવ જોઈને તે નામદાર ઘણા જ પ્રસન્ન થયા. ત્યાંની પ્રજા તરફથી મ્યુનિસિપાલિટીએ, રાજ્યવહિવટીઓ તરફથી ધારાસભાએ, તથા વહેપારીઓ તરફથી વહેપારી મંડળે તેમને સંપૂર્ણ માનસાથે આવકારનાં માનપત્રો અર્પણ કર્યાં. એ માનપત્રોનો ઉત્તર વાળતાં ૧૯ વર્ષ પહેલાં તેમણે આ જ ટાપુની લીધેલી મુલાકાતનું અને તે સમયે પોતાના ઉપર પડેલી છાપનું સિલોનની પ્રજાને પુનઃ સ્મરણ કરાવ્યું. તેમણે વળી ઉત્તરમાં જણાવ્યું, કે ૧૯ વર્ષ ઉપરની ત્યાંની પ્રજાની જે વફાદારી હતી, તેના

કરતાં હાલ તે ઘણી જ વૃદ્ધિગત થઈ છે અને આવી વૃદ્ધિ પામતી વફાદારી માટે અમે મગરૂર છીએ. વળી આફ્રિકાના બોરવિગ્રહ દરમીઆન પોતાના બ્રિટિશ શહેનશાહતના માનમરતબા ખાતર સ્વદેશાભિમાનનો જે જુસ્સો તમે બતાવ્યો, તેમાટે હું તમને ઘણો ધન્યવાદ આપું છું.

એ નામદારોના આદરસત્કાર માટે કેટલાક જાણવા જેવા જે તમાશાઓ વગેરે કરવામાં આવ્યા હતા, તેમાં પેરાહેરા ( Paraharn Procession ) સરઘસનો સમાવેશ કરેલો હતો. આ "પેરાહેરા સરઘસ"માં બૌદ્ધધર્મી મંદીરોના હાથીઓનો દેખાવ ઘણો જ દબદબાભર્યો લાગતો હતો. આ સરઘસના હાથીઓ એક પછી એક રાજવંશી યુગલ આગળથી પસાર થતાં આગલા પગ વાંકા વાળી સુંઢને કપાળસુધી ઉંચી લઈ સલામ કરતા હતા. હાથીઓની આવી ભવ્ય સલામથી ઔર-વિલક્ષણ-ખુબી જણાતી હતી. વળી આ સરઘસમાં ભૂતનો નાચ કરનારા જંગલી લોકો ચીસો પાડીને જે નાચ કરતા હતા, તેની ખુબી પણ ઔર જ જણાતી હતી. અત્યારસુધી આવાં થઈ ગયેલાં સરઘસોમાં આ આખું સરઘસ સૌથી વિશેષ દમામદાર હતું. પેરાહેરા સરઘસ કહાડવાની રીતિ પ્રથમ હિન્દુ ધર્મના વિધિના અંગની હતી; પરન્તુ હેન્ડીઆમના રાજાએ થોડાં વર્ષથી એને બૌદ્ધ ધર્મની વિધિમાં દાખલ કરી અને ત્યારથી સિલોનના લોકો બુદ્ધના જે દાંતને અતિશય માન આપે છે, તેના માનમાં જ્યોતસવનું સરઘસ ( Torch-light procession ) કહાડવાનું ઠરતાં, આ પેરાહેરા સરઘસ અગ્રસ્થાને મુકાયું. આ બાદશાહી જોડાના માનમાં જે પેરાહેરા સરઘસ કાઢવામાં આવ્યું હતું, તેમાં ફેર માત્ર એટલો જ હતો, કે મહાત્મા બુદ્ધનો પવિત્ર દાંત લાવવામાં આવ્યો ન હતો પરંતુ બાદશાહી યુગલે મંદીરમાં જાતે જઈને એ દાંત જોયો હતો.

સિલોનની મુસાફરી પૂરી થતાં પહેલાં પાટવી કુંવર જ્યૉર્જે એક ઘણું જ દયાનું કામ કર્યું. સને ૧૮૮૧ માં કેરોમાં બળવો જગાડવા ખાતર અરબી પાશાને સિલોનમાં કેદ રાખવામાં આવ્યો હતો. નામદાર જ્યૉર્જની મુલાકાત વખતે એ બનાવને ૨૦ વર્ષ થઈ ગયાં હતાં અને હવે એ અરબી પાશા તરફથી ઈજીપ્તના ખેદીવને કાંઈ પણ હરકત કે હેલો પહોંચે એમ નથી, એ વાત ધ્યાનમાં લઈને તેમને કેદમાંથી મુક્ત કરવાનું વચન આપ્યું. થોડો વખત ગયા બાદ અરબી પાશાને છોડી મુકવામાં આવ્યો; અને ખેદીવે એને ઇજીપ્ત આવવાની રજા આપી. હાલમાં જ આ પાશા મરણ પામ્યા છે.

સિલોનથી નીકળીને બાદશાહી જોડું સિંગાપોર આવ્યું. અહિંઆં મલાયા દ્વીપકલ્પના ચાર સુલ્તાનો તથા જેહોરના સુલ્તાન

સાથે પાટવી કુંવર જ્યૉર્જને મુલાકાતો થઈ. આ મુલાકાતથી બ્રિટિશ શહેનશાહતને ઘણો ફાયદો થયો અને હાલ એ દ્વીપકલ્પોમાં પણ અંગ્રેજ સરકારનો વાવટો ઉડે છે, એ બ્રિટિશ રાજ્યની જાહોજલાલીનો અને પૂર્ણ સત્તાએ પહોંચેલા રાજ્ય અમલનો ખ્યાલ રજુ કરે છે. મલાયા દ્વીપકલ્પમાં ઘણા નાના નાના ટાપુઓ હતા અને એક એકથી જુદા સુલ્તાનોના હાથમાં વહેંચાઈ ગયા હતા. સને ૧૮૯૬ માં મલાયા દ્વીપકલ્પના નાના સુલ્તાનોએ એક સંધિગત રાજ્ય ( Federation ) ઉભું કર્યું અને તે ઉપર દેખરેખ રાખવા એક બ્રિટિશ રેસીડેન્ટ જનરલને નીમવાનું કબુલ કર્યું. આ ગોઠવણના પ્રતાપે આ દ્વીપકલ્પનાં બધાં રાજ્યોમાં એકસરખો કાયદો અને રાજ્યઅમલ ચાલે છે. સિંગાપોરથી બાદશાહી જહેજ ઑસ્ટ્રેલિયા જવાને નીકળ્યું.

---



## પ્રકરણ છઠ્ઠું.

## ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલાંડનો-પ્રવાસ.

### એકત્રિત પાર્લામેંટની સ્થાપના.

"Be thorough—Do your level Best."

"સર્વ રીતે કુશળ થાઓ—જે સ્થિતિમાં હો તેમાં ઉત્તમ કાર્ય કરો."

આ પ્રમાણે ધીરે ધીરે સફર કરતી અને યોગ્ય સ્થળોએ આદર સત્કાર પામતી આગબોટ "ઑફીરે" સને ૧૯૦૧ના મે મહિનાની છઠ્ઠી તારીખે મેલબોર્નના બારામાં લંગર નાંખ્યું. માર્ગમાં જે જે સ્થળોએ નામદાર જ્યૉર્જ અને નામદાર મેરી ઉતર્યા, તે તે સર્વ સ્થળની પ્રજાએ તે નામદારોને ઉલટ અને ઉમંગભેર આવકાર આપ્યો. તે નામદારોએ જે જે જોયું તથા તેમાં જે જે તીવ્ર રસવૃત્તિ દેખાડી અને માયાળુ સ્વભાવથી તે સંબંધી જે માહિતી મેળવી, તેથી ઘણા લોકો તેમના ઉપર ફીદા ફીદા થઈ ગયા. ઑસ્ટ્રેલિયાના પ્રથમ પ્રવાસ સમયે જ ત્યાંની પ્રજા નામદાર જ્યૉર્જના પ્રત્યેક વસ્તુના ઉંડાણ ગર્ભભાગમાં ઉતરીને જોવાના સ્વભાવથી વાકેફ થઈ હતી અને જેમ કસ્તુરી અતિશય દૂર હોવા છતાં વાયુ, તેની સુગન્ધને ઘણે દૂર સુધી પ્રસારે છે, તેપ્રમાણે આ મુસાફરીમાં તેમણે પ્રત્યેક સ્થળે દર્શાવેલી સહાનુભૂતિ અને માયાળુપણાની સુગન્ધ ઑસ્ટ્રેલિયામાં પગ મૂકતાં પહેલાં કયારનીએ પ્રસરી રહી હતી; આથી બાદશાહી યુગલના દિદારનાં દર્શન કરવાને આતુર થયેલા લાખો ઑસ્ટ્રેલિયાવાસીઓ બંદર ઉપર તેમ જ માર્ગમાં ઠોકેઠોક એકઠા મળ્યા હતા. મેલબોર્ન ઉતર્યાને બીજે દિવસે સવારે નામદાર જ્યૉર્જે સવારના "લેવી"—અમીર ઉમરાવ અને આગેવાનોની કચેરીનો જે દરબાર ભર્યો, તેમાં ૪૦૦૦ થી વધુ માણસો સાથે તે નામદારે હસ્તધૂનનની (shake-hand) ક્રિયા કરી.

તારીખ આઠમી મેએ મેલબોર્નના શરતના મેદાનમાં ૧૫ હજાર માણસોની વચ્ચે શરત શરૂ થઈ. આ શરતમાં તેમણે ઉલટભેર ભાગ લીધો, અને મેલબોર્ન યુનિવર્સિટીને લગતી ક્રિયા પણ કરી.

તા. ૯ મી મેનો દિવસ ઑસ્ટ્રેલિયાની રાજતવારીખમાં ચિરકાલ નોંધાઈ રહે એવો હતો. જે મુખ્ય કાર્યને અંગે નામદાર ડયુક અને

ડચેસ ઑફ યૉર્કને ઑસ્ટ્રેલિયા આવવાનું થયું હતું, તે મહાન્ કાર્ય તે નામદારને હાથે આ જ દિવસે કરવામાં આવ્યું. નવી સન્ધિગત એકત્રિત પાર્લામેન્ટ ઉઘાડવાની ક્રિયા નામદાર જ્યૉર્જે આજરોજ કરી. આ પાર્લામેન્ટ ઉઘડી, ત્યારે ઑસ્ટ્રેલિયાના એકત્રિત રાજ્યના આઘામાં આઘા ભાગના લોકો આ ક્રિયામાં ભાગ લેવાને મેલબોર્ન આવ્યા હતા. એકત્રિત પાર્લામેન્ટ સ્થાપવાનું બાદશાહી ફરમાન લૉર્ડ હૉપ ટાઉને વાંચી સંભળાવ્યું. આ ફરમાન વંચાઈ રહ્યા બાદ નામદાર પાટવી કુંવર જ્યૉર્જે નામદાર રાજા સપ્તમ એડવર્ડના પ્રતિનિધિ તરીકે એક ઘણું જ રસિક, ટુંકું અને વિચારપૂર્ણ ભાષણ કર્યું. એ ભાષણ ઘણું જ મશહૂર છે. તે નામદારે સુન્દર શબ્દોમાં ઑસ્ટ્રેલિયા સંસ્થાનની પ્રજાએ બોઅરવિગ્રહમાં માતૃભૂમિને જે ઉલટભેર મદદ કરી હતી, તે સારૂ તેમને મુક્તકંઠે ધન્યવાદ આપ્યો; અને એકત્રિત પ્રજાશાસક પાર્લામેન્ટ સ્થાપવાની સત્તા આપવાથી એમની બ્રિટિશ રાજ્યપ્રતિની વફાદારી અને સ્નેહસંબંધ વિશેષ ગાઢ થશે, એમ નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડ સારી રીતે સમજે છે, એમ તે નામદારે જણાવ્યું, તેમણે છેવટે કહ્યું કે:–

"It is His Majesty's earnest prayer" he concluded "that this Union so happily achieved may, under God's blessing, prove an instrument for still further promoting the welfare and advancement of his subjects in Australia and for the strengthening and consolidation of his Empire."

**ભાવાર્થ:**—"નામદાર આલિજાંહા શહેનશાહની, પ્રભુપ્રતિ એવી આતુર સ્તુતિ છે, કે તેમના આશીર્વાદથી આટલી બધી સારી રીતે સંપાદન કરેલી આ એકતા ઑસ્ટ્રેલિયામાંની પોતાની પ્રજાના કલ્યાણ અને પ્રગતિને આથી પણ વિશેષ આગળ વધવામાં, અને પોતાની શહેનશાહતને દૃઢ કરવામાં તથા એકત્રિત કરવામાં સાધનભૂત થાવ."

ઉપલું ભાષણ થઈ રહ્યાબાદ યુનિયન જૅકનો વાવટો સન્ધિગત ઑસ્ટ્રેલિયાનાં તમામ શહેરોમાં ઉરાડવામાં આવ્યો.

### વિદ્યાર્થીઓને આપેલો ઉત્તમ ઉપદેશ.

આ સમયે રાજકુંવર જ્યૉર્જને હાથે નિશાળોમાં ઈનામ વહેંચાવવામાં આવ્યાં હતાં. તે પ્રસંગે નામદાર જ્યૉર્જે વિદ્યાર્થીઓ સન્મુખ ખુલ્લા દિલથી અને ઉત્સાહથી જે બોધપૂર્ણ ભાષણ કર્યું હતું, તે કદી પણ વિસરી શકાય તેમ નથી. તે સમયે આ નામદારે જે સલાહ છોકરાઓને આપી હતી, તે પ્રમાણે હાલ પણ ત્યાંના વિદ્યાર્થીઓ ચિવટપણે

છે; અને સ્ત્રીઓ પણ દેખાવડી તથા સ્નેહાળ છે. તેમના સરદારે પાટવી કુંવરને મુલાકાતના માનમાં "શુસીઆ" નામનું પીછું આપ્યું અને તે નામદારે તેમના માનની ખાતર પોતાની ટોપીમાં પણ ખોસ્યુ. નામદાર મેરીએ પણ આવા જ પીછાથી પોતાનો મુગટ શોભાવ્યો.

ત્યાંથી એ નામદારોએ વેલિંગ્ટન અને લિટલટન શહેરોની મુલાકાત લીધી. ત્યાં આગળ એ નામદારો ખેડુતોના સમાગમમાં આવ્યા. એ લોકો પોતાના ખેતીના ધંધાથી ઘણાજ ખુશ થતા હતા, અને તેજ પોતાના જીવનનું સાર્થક માનતા હતા. આ ખેડુતોને વાસ્તે એક લખનારે વાસ્તવિક કહ્યું છે કે–

"Blest is the man whose wish and care
A few paternal acres bound ;
Content to breathe his native air
In his own ground."

આ દેશની મુલાકાત ભવિષ્યના શુભ ચિહ્ન તરીકે ઘણીજ સફલ નીવડી. ન્યુઝિલાંડનું રાજ્ય ત્યાંના લોકો પોતે જ ચલાવે છે; અને બ્રિટિશ શહેનશાહતના લાભની ખાતર તથા આ સંસ્થાનની બ્રિટિશ પ્રજાનો માતૃભૂમિ સાથેનો સંબન્ધ વિશેષ ગાઢ કરવાની ખાતર નામદાર જ્યૉર્જની આ મુલાકાતની ઘણી અગત્ય હતી. આથી અહિંના લોકોના અંતઃકરણમાં રાજ્યતરફની પ્રીતિની લાગણી વિશેષ દૃઢ થઈ અને શહેનશાહતનાં મૂળ વિશેષ ઉંડાં રોપાયાં.



## પ્રકરણ સાતમું.

### કેનેડાનો પ્રવાસ.

"Then swell the song both loud and long,
Till rock and forest quiver;
God save our King, and heaven bless,
The Maple leaf for ever."

ભાવાર્થ:—ડુંગરો અને જંગલો ધમધમી રહે એવા બુલંદ અને લાંબા સાદે ગાયન ગાઓ, કે પરમેશ્વર અમારા રાજાનું રક્ષણ કરો અને સ્વર્ગ પણ મેપલના પાંદડાને સદાને માટે તાજુ રહેવાનો આશીર્વાદ આપો.

ન્યુઝિલાંડથી કેનેડા જવાને આગબોટ "ઑફીરે" રસ્તો કાપવા માંડ્યો. કેનેડા જવા માટે મોરીશિયસ અને કેપ ઑફ ગુડ હોપને રસ્તેથી જવાનું પસન્દ કરવામાં આવ્યું. રસ્તામાં નામદાર જ્યૉર્જે ટાસમાનિયાની મુલાકાત લીધી અને અહિંઆં વિક્ટોરીઆ ક્રોસના ચાંદ સંસ્થાનના લશ્કરમાં વહેંચ્યા. ટાસ્માનિયાથી તે નામદાર અને તેમનો રસાલો મોરીશિયસ આવી પહોંચ્યો. મોરીશિયસનું મુખ્ય શહેર પોર્ટ લુઈ છે. અહિંના બન્દરમાં 'ઑફીરે' લંગર નાંખ્યું. અહિંઆં વસતા અંગ્રેજ, ફ્રેન્ચ, પોર્ટુગીઝ, હબસી, આરબ, તામિલ, ચીના વગેરે જુદી જુદી જાતના લોકો તેમનો સત્કાર કરવાને એકઠા થયા હતા. ફ્રેંચ પાદરીઓની હીલચાલથી તેમાંના ઘણાખરાઓ ક્રિશ્ચન ધર્મ પાળતા હતા. તેઓ નામદાર જ્યૉર્જ અને નામદાર મેરીને જોઈને વિશેષ પ્રસન્ન થયા. રિવાજ પ્રમાણે માન મેળાવડા વગેરે થયા પછી તે નામદારો શેરડીઓનાં ખેતરો અને ખાંડનાં કારખાનાંઓ જોઈ આવ્યાં અને ત્યાંથી નાતાલ જવાને ઉપડ્યાં.

નાતાલમાં આ સમયે હજી બોર વિગ્રહની અસર નાબુદ થઈ નહતી. લૉર્ડ કિચનર મારીતાસ્બર્ગ આગળ પાટવીકુંવર જ્યૉર્જને મળ્યો. તેમણે નાતાલમાં આ વિગ્રહમાં મરણ પામેલા શૂરવીર યોદ્ધાઓના સ્મરણસ્તંભો

ખુલ્લા મુક્યા અને ટાઉનહોલ પણ ત્યાંની પ્રજાના વપરાશ માટે ખુલ્લો જાહેર કર્યો. આવી બીજી કેટલીક જાહેર ક્રિયાઓ કરીને બાદશાહી રસાલો ત્યાંથી પરવાર્યો કેનેડા જવાને સિધાર્યો.

કિવબેકમાં નામદાર જ્યૉર્જને માન આપવાને માટે સઘળી તૈયારીઓ અગાઉથી થઈ રહી હતી. એક સમયે કિવબેક કેનેડાનું મુખ્ય શહેર હતું. પહેલાં કેનેડા ફ્રેંચ લોકોના તાબામાં હતું પણ જનરલ વુલ્ફના સતત અને ખંતપૂર્વક પ્રયાસથી કિવબેક બ્રિટિશ સરકારને તાબે આવ્યું હતું. આ સ્થળે જીવના ભોગે પણ ફ્રેંચો સાથે લડીને બ્રિટિશ સરકારના જયનો વાવટો જનરલ વુલ્ફે ફરકાવ્યો હતો. આ પ્રદેશની મુલાકાત લેનાર હરકોઈ સ્વદેશાભિમાનીને તેનું સ્મરણ થયા વગર રહેતું નથી. આ સ્મરણીય શહેરમાં નામદાર જ્યૉર્જને પગ મુકતાં અહીંની કેથોલીક પ્રજા તરફથી ઘણો જ ઉત્સાહભેર આવકાર આપવામાં આવ્યો હતો. બીજે દિવસે મશહૂર અબ્રેહામના મેદાનમાં લશ્કરી કવાયદ કરવામાં આવી હતી. આ જ મેદાનમાં સને ૧૭૫૯ માં જનરલ વુલ્ફ અને મોન્ટકલામ કેનેડા જીતતાં માર્યા ગયા હતા. તેઓ મક્કમ પણે દુશમનો સાથે લડ્યા હતા અને કવિ મિલ્ટન કહે છે તેમ જરા પણ પાછી પાની કરી નહોતી:—

"No thought of flight
None of retreat, no unbecoming deed
That argued fear; each on himself relied,
As only in his arm the moment lay
Of Victory."

અહીં બ્રિટિશ રાજ્યનો રંગ રાખનાર આ બે યોદ્ધાઓના સ્મરણને પૂર્ણ માન નામદાર પાટવી કુંવરે આપ્યું.

કિવબેકમાં નામદાર જ્યૉર્જ અને નામદાર મેરીને માન આપવાને થયેલા મેળાવડામાં જુદાં જુદાં તત્ત્વો દૃષ્ટિએ પડ્યાં. પ્રથમ તો ઇંગ્રેજી અને ફ્રેંચ ભાષામાં ઘડાયલાં માનપત્ર વંચાઈ રહેતાં ત્યાંની નજીક વસતી દેશી હ્યુરોન પ્રજા તરફનું માનપત્ર તેના સરદારે વાંચ્યું. આ સરદારનો પોષાક પોતાની ટોળીને લગતો હતો. કિવબેકમાં ચલણ વ્યવહારમાં ફ્રેંચભાષા ચાલે છે, છતાં ખરી ખુબી તો એ છે, કે અહિંની પ્રજા બ્રિટિશ રાજ્ય તરફ સંપૂર્ણ વફાદાર છે. જ્યારે આ નામદારોએ 'લિવાલ' યુનિવર્સિટીની મુલાકાત લીધી ત્યારે કિવબેકના કેથોલિક આર્ચબિશપે માનપત્ર આપતાં નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢ્યા હતાઃ—

"કેનેડામાં વસતી ફ્રેંચ પ્રજા અને ઇંગ્રેજી રાજ્ય વચ્ચે કેથોલિક

ધર્મે મક્કમ અને સંગીન જોડાણ કરેલું છે, અને એ માન કેથોલિક ધર્મ ખાટે છે, એમ અહિંનો ઇતિહાસ પુરવાર કરી આપે છે. આ જોડાણ, પડતી દશામાં પણ તુટે એવું નથી. માયાળુ અને પ્રબળ ધાર્મિક સત્તાથી સર્વેનાં મન વશ કરવાનું અને તેમનાં અંતઃકરણને રાજ્યનિષ્ઠ બનાવવાનું બની શક્યું છે. અહિંની કેથોલિક ધર્મની પ્રજા બ્રિટિશ તાજને ઘણી જ વફાદાર છે અને અમારી પ્રજા નામાંકિત રાજકુટુંબ તરફ પ્યાર અને વફાદારી ધરાવે છે."

યુનિવર્સિટી તરફથી અપાયલા માનપત્રમાં જણાવવામાં આવ્યું હતું, કેઃ—

"અમે અમારા વડવાઓના ધર્મને એકનિષ્ઠાથી વળગી રહ્યા છીએ. જોકે જુના રાજ્યની ભાષા ચાલુ રહી છે, છતાં નવીન પ્રકાશના પરિણામમાં અમારા રાજા તરફ અમે કાંઈ ઓછા વફાદાર નથી. અને દુનિયાનો એક પંચમાંશ ભાગ જેટલો રાજ્ય પ્રદેશ ધરાવનાર બ્રિટિશ સામ્રાજ્યની પ્રજા હોવામાટે અમે મગરૂર છીએ."

નામદાર જ્યૉર્જે કેથોલિક ધર્મે કેનેડાની પ્રજામાં કરેલી એકતાનો સ્વીકાર કર્યો. તથા તેમની નિષ્ઠા અને દક્ષિણ આફ્રિકાના બોઅર વિગ્રહમાં આપેલી મદદની પ્રશંસા કરી.

કેનેડાની આ મુસાફરી દરમ્યાન ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્ય તરફથી એક 'ગનબોટ' ને તેમની સાથે ફરવાનો હુકમ કરવામાં આવ્યો હતો. વળી અત્રે એક ખાસ વાત જણાવવી જોઈએ, કે જ્યાં જ્યાં આ બાદશાહી યુગલ વિચરતું હતું ત્યાં ત્યાં પરદેશી રાજ્યની આગબોટો તેમના માનમાં વાવટો નમાવી નમન કરતી હતી.

ક્વિબેકથી બાદશાહી જોડું મોન્ટ્રીઅલ પહોંચ્યું. માર્ગમાં જે જે ભાગોમાંથી બાદશાહી જોડાને લઈ જનારી આગગાડી પસાર થતી હતી, તે તે ભાગોમાંના ફ્રેંચ ખેડુતોનું જીવન જોવાનો તેમને ઘણો જ અવકાશ મળ્યો. અહિંની ખેતીવાડી નોરમંડીના સમયની ખેતીનું સ્મરણ કરાવતી હતી. દરેક ઉમ્મરે આવેલો જુવાન પોતાના ખેતરનું રક્ષણ કરવામાં મગરૂબી માનતો અને ઘણા ખરા ખેડુતો સંતોષી તથા કુટુંબ કબીલા સાથે મીઠો આનન્દ ભોગવતા હતા. મોન્ટ્રીઅલની પ્રજા ભિન્ન ભિન્ન પ્રજાઓની બનેલી છે. અહિં બાદશાહી યુગલને અંતઃકરણપૂર્વક આવકાર આપવામાં આવ્યો; પરન્તુ થોડા સમય ઉપર અહિંઆ બનેલા એક શોચનીય બનાવને લીધે પ્રજાનો હર્ષ અને આનન્દ જોઈએ તેવો પ્રકટી શક્યો ન-

હતો. આ પ્રદેશના પ્રમુખ ' મેકીન્ટલ 'નું મરણ પ્રદર્શનમાંની ભેંશોના હુમલાથી થયું હતું; અને તેના મરણનો શોક દર્શાવવાને તા. ૧૯ મી સપ્ટેંબરનો દિન નક્કી થયો હતો. આથી ઉપર જણાવ્યું, તેમ અહિંની પ્રજાનો હર્ષ અને આનન્દ દબાઈ ગયાં હતાં, તેમ છતાં તેમનો સ્વાભાવિક ઉભરો દૃષ્ટિએ પડ્યા વિના રહ્યો નહતો. અહિંના કેળવણી ખાતાંની અને યુનિવર્સિટીની તે નામદારોએ મુલાકાત લીધી અને ' મેકગીલ ' ( Mcgill ) યુનિવર્સિટીએ નામદાર મેરીને ' ડૉકટર ઑફ લૉ 'ની ડિગ્રી એનાયત કરી. અહિંઆં કેટલીક વૈદ્યકીય શાળાઓ તેમના મુબારક હાથે ખોલવામાં આવી.

અહિંથી રાજવંશી યુગલ કેનેડાના હાલના મુખ્ય શહેર અને મથક ઓટાવામાં આવી પહોંચ્યું. અહિંઆં ઉત્તમ લશ્કરી કવાયદ કરાવવામાં આવી અને દક્ષિણ આફ્રીકાના બોઅર વિગ્રહમાં ભાગ લેનારા યોદ્ધાઓને મળેલાં પદક આપવામાં આવ્યાં. અહિંનો એક કરૂણા રસિક પ્રસંગ જાણવા જેવો છે. બોઅર વિગ્રહમાં ગોળી વાગવાથી આંધળા થયેલા લશ્કરી મોલીને ચાંદ-' મેડલ ' લેવામાટે દોરી લાવવામાં આવ્યો, ત્યારે નામદાર મેરીએ તેને પાસે આવતો જોઈ સામે જઈ, તેને પોતાની પાસે લઈ, તેનો હાથ પકડી માયાભર્યા શબ્દો ઉચ્ચાર્યા. અહિંઆં બીજી રમતગમતો કરવામાં આવી અને અહિંના લોકોનું ખરૂં જીવન તેમને બતાવવામાં આવ્યું. અહિંના વેપારીઓની મંડળી તરફથી આપવામાં આવેલા માનપત્રના જવાબમાં પાટવી કુંવર જ્યૉર્જે જણાવ્યું, કે દેશનાં કુદરતી સાધનોને સારા પાયા ઉપર ખીલવી મુકવાને માટે અહિંની ઇંગ્રેજી પ્રજાને ધન્યવાદ ઘટે છે અને તેમ થવાથી દેશ ઘણો આબાદ થશે તથા પરિણામે પરદેશથી માલ મંગાવવાની જરૂરીયાત રહેશે નાહિં.

નામદાર જ્યૉર્જે અને નામદાર મેરીને અમેરીકાના અસલી લોકો ' રેડ ઈંડીઅન્સ 'નું જીવન જોવાની ઘણી જ ઇચ્છા હતી. ઑસ્ટ્રેલીઆ અને બીજાં વિવિધ સ્થળોએ તે નામદાર લોક જીવનથી વાકેફ થવાને બીલકુલ ચુકતાં ન હોતાં. તેથી અહીં પણ તેમની આ ઇચ્છા તૃપ્ત કરવામાટે જંગલના ઉમરાવો ( Timber Barons ) એ મોટા પાયા ઉપર તૈયારીઓ કરાવી. વિસ્તીર્ણ જંગલોમાંથી ઝાડનાં થડ કાપી લાવી તેના મોટા મોટા તરાપા બનાવવામાં આવ્યા. આવા તરાપાઓ ઉપર સેંકડો માઈલ સુધી નદીને નદીમાં મુસાફરી કરવાને અહિંના લોકો ટેવાયલા હતા અને તેમને તેમાં ઘણો આનન્દ પડતો હતો. બાદશાહી જોડા માટે

એક મોટો તરાપો તૈયાર કરવામાં આવ્યો અને તેઓ તે ઉપર દરિયાઈ મુસાફરીનો પોષાક ધારણ કરી સ્વાર થયા. આ તરાપાની પછવાડે હોડકાં પણ રાખવામાં આવ્યાં હતાં. આવી રીતે તરાપા ઉપર બેસી રાજવંશી યુગલ જંગલના મધ્ય ભાગમાં આવી પહોંચ્યું. અહિંના અસલી લોકો ડુક્કરનું માંસ અને લૉબાર્શિગનું બનાવેલું ખાણું તૈયાર કરતા હતા. લાંબી મુસાફરીના થાકથી નામદાર જ્યૉર્જે અને મેરીએ અહિં જેવું સ્વાદિષ્ટ ભોજન લીધું, તેના જેવો સ્વાદ તેમને અન્ય સ્થળે કદી પણ પડ્યો નહોતો. ઝાડોની ઘટાઓમાં થઈને તેમણે આવી રીતે આઠ દિવસ સુધી ભરજંગલમાં મુસાફરી કરી અને જંગલીઓના શિકાર કરવાના સ્થળે તેઓ આવી પહોંચ્યા. આ સ્થળ તે વિનિપેગ હતું. તે સમયના અને હાલના વિનિપેગમાં જમીન આસ્માનનો ફેર પડી ગયો છે. જ્યાં પહેલાં આગોથી ઉભરાતાં જંગલો દેખાતાં ત્યાં આજે ફળદ્રૂપ ખેતરો આંખને આનન્દ આપે છે. અહિંઆં 'રાતા ઇન્ડીઅનો'-ની ધણીઆણીઓ અને બાળકો તરેહતરેહના પોષાકો સજી તે નામદારોને આવકાર આપતા હતા. તેમના માથાના વાળ ઉભા અને કાળા હતા, તેથી તેમના ચિત્રવિચિત્ર પોષાકમાં વિચિત્રતાનો ઉમેરો થયો હતો. અહિં 'પાઉ વાઉ' નામની રમત કરવામાં આવી. આ રમત રમતાં શરીર ઉપર ચિત્રવિચિત્ર રંગ લગાડી, માથામાં પીછાં ઘાલી, અસલી લોક નાચતા હતા. તેમને જોઇને ડયુક ઑફ યૉર્ક ઘણા જ પ્રસન્ન થયા. આ લોકોએ પોતાની વફાદારી બતાવવાને અનેક યોગ્ય ઉદ્‌ગારો કાઢ્યા અને નામદાર જ્યૉર્જે તેનો ઘટતો ઉત્તર આપ્યો.

'રાતા ઇંડીઅનોની' સાથેની આ મુલાકાતના સંબંધમાં કેનેડાના એક વર્તમાનપત્રે વિગતવાર નોંધ લેતાં જણાવેલું છે કેઃ—

"જે જે પ્રસંગોએ તાજિમતવાળે અને બહારના વિનયોને કેવળ પછાત રાખવામાં આવતા હતા, તે જ સર્વ પ્રસંગોએ રાજવંશી મુસાફર સંપૂર્ણ આનન્દ માનતાં દૃષ્ટિએ પડતા હતા."

આવા આનંદના એક પ્રસંગના સંબંધમાં એ જ પત્રે આગળ ચાલતાં જણાવેલું છે, કેઃ—

"One of these was when he spent the day with the lumber-jacks and river–men at *Otava in a typical* specta-cle arranged by the great timber barons of the Otava Valley. By his express orders top-hat, frock-coats and all that they imply were banished and although he was

physically ill at the time, he entered into the spirit of the thing and was especially delighted by the speech of typical French-Canadian river-man who had apparently no conception of the exhaulted rank of the visitor. Never has one heard healthier laughter from any man or laughter that surpassed it for sheer spontanity."

ભાવાર્થ:—આવો એક પ્રસંગ નામદાર જ્યૉર્જને જ્યારે ઓટાવાના લાકડાના જંગલોના મોટા ઉમરાવોએ ઓટાવાની ખીણુની મુલાકાત લેવડાવી, ત્યારે અનુભવવામાં આવ્યો હતો. આ પ્રસંગે તેમણે ઓટાવામાં "લંબર જૅક્સ" અને "રીવરમેનો" સાથે ખાસ જાણવા જેવો દિવસ પસાર કર્યો. તેમના હુકમથી ઉંચી ટોપીઓ, લાંબાં ઝભ્ભા વિગેરે બહારના દેખાવનાં સાધનોનો 'ઉપયોગ' કરવામાં આવ્યો ન હતો. તે પ્રસંગે નામદાર જ્યૉર્જ જો કે કાંઈક અસ્વસ્થ હતા, તથાપિ પ્રસંગને અનુસરતો પૂર્ણ ઉત્સાહ દર્શાવ્યો અને ફ્રેંચ-કેનેડાના એક નમુનેદાર 'રીવરમેને' પોતાના પરોણાની ઉચ્ચ સ્થિતિના કાંઈ પણ ખ્યાલ શિવાય નમુનેદાર ભાષણ કર્યું, ત્યારે તેઓ ખાસ કરીને પ્રસન્ન થયા હતા. કેવળ અંતરના ઉભરાથી તે નામદારના જેટલું કોઈ પણ માણસે વિશેષ અંતઃકરણપૂર્વક કીધેલું અટ્ટહાસ્ય કદી પણ સાંભળવામાં આવ્યું નહોતું."

આ પ્રદેશ છોડતાં પહેલાં એક ચિત્તાકર્ષક બનાવ નીચે પ્રમાણે બન્યો. 'ટિસમેશન' જાતના લોકના સરદારે હર્બર્ટ વૉલેસ એવું અંગ્રેજી નામ ધારણ કર્યું હતું અને તેમ કરવા માટે તે ઘણી જ મગરૂરી ધરાવતો હતો. તેની પાસે વંશપરંપરાથી ઉતરી આવેલો એક મુગટ હતો. તેને દરિયાઈ સિંહની ઉભી ખડબચડી મુછોથી શણગારેલો હતો. આ લોકો આ મુગટને એક ઉત્તમ શણગાર માનતા હતા. આ મુગટના આગલા ભાગમાં મોઢાને ઢાંકી નાખે એવો અને હસવું આવે એવો બુરખો હતો. આવા ઉત્તમ શણગારથી છુટા પડવું, એ આ સરદારને મન ઘણો જ ભોગ આપવા જેવું હતું; પરન્તુ રાજનિષ્ઠાની લાગણી તેનામાં એટલી બધી પ્રકટી નીકળી તથા પોતાના રાજકર્ત્તાના પુત્રે જાતે પધારી પોતાની ટોળીને અનુપમ માન આપ્યું છે, એમ લાગવાથી તેણે તે મુગટ નામદાર મેરીને અર્પણ કર્યો. નામદાર મેરીએ આ વિચિત્ર મુગટનો પૂર્ણ આભારની લાગણીથી સત્કાર કર્યો અને આ મુગટ આપવામાં જે જાતિભોગ આ સરદારે બતાવ્યો હતો, તે માટે યોગ્ય શબ્દોમાં તેનો ઉપકાર માન્યો.

અહિંથી બાદશાહી જોડું ચોમાસાનો થોડો સમય પસાર કરવાને ટોરેન્ટોમાં થોભ્યું. ઋતુ ઘણી કઠંગી હોવા છતાં અહિંની પ્રજા પોતાનો પ્રેમ અને હર્ષ બતાવવામાં પછાત પડી નહોતી. અહિંનાં બાળકો તથા રૈયતના હર્ષને આનન્દથી સત્કાર આપવામાં તેમણે કાંઈ પણ ખામી રાખી નહોતી. આસપાસના કુદરતી રમણીય દેખાવો, ધાન્યથી લીલાંછમ બનેલાં ખેતરો, અને ફુલફલાદિથી ઝુકી રહેલાં અસંખ્ય વૃક્ષો જોઈ તેમનો આનન્દ અવધિએ પહોંચ્યો. આ ભાગને તે નામદારોએ "બગીચા"ની ઉપમા આપી છે. અહિંથી તેઓ નાયગરાના ધોધ નજદીક ગયા. આ ધોધ જોઈને તેમને અનહદ આનન્દ થયો.

આ નાયગરાના ધોધનું વર્ણન કરવું અશક્ય છે. આ વિશેનો એક પ્રસંગ અત્રે આપવો ઉચિત ગણાશે. અમેરીકાના "ન્યુ યૉર્ક હેરલ્ડ" પત્રે એક નામાંકિત કવિને નાયગરાના ધોધનું પદ્યમાં ચિરકાળ રહે એવું વર્ણન તૈયાર કરવાને મોકલ્યો. આ કવિ નાયગરાના ધોધ પાસે ગયો, ત્રણ માસસુધી ત્યાંના ચિત્તાકર્ષક રમણીય અને નૈસર્ગિક દેખાવોનું અવલોકન કર્યું અને લખવાને આરંભ કર્યો:—

"Niagara! Niagara!
You are indeed a staggerer?"

ભાવાર્થ:— નાયગરા! નાયગરા!
તું ખરેખરજ ભ્રમજનક છે!

આથી વધુ તેનાથી લખાયું નહિ, અને પરિણામમાં એનું શબ ત્રણ દિવસ બાદ નાયગરાના જળભ્રમમાંથી મળી આવ્યું.

આ પ્રમાણે આ પ્રદેશની મુલાકાત લેવાની સાથે તેમણે "કેનેડીઅન પેસીફીક રેલ્વેમાં" પણ મુસાફરી કરી. આ આગગાડી પહાડની ઉંચાઈ અને ખીણોમાં થઈને પસાર થતી હતી. માર્ગમાં ઘણી જ ભયંકર ખીણો, પહાડોની ઘણી ઉંચી ટોચો, ધોધમાર પાણીના ધોધો, અને ઘણાં ગાઢાં જંગલો આ આગગાડી વટાવતી હતી. અહિંના અજબ દેખાવોથી તેમના ઉપર ઘણી સારી અસર થઈ.

આગગાડીની આ મુસાફરીમાં નામદાર જ્યૉર્જે ઘણી સાદાઈ બતાવી હતી. એમ કહેવામાં આવે છે કે બ્રિટિશ કોલમ્બીઆના પહાડી જીલ્લાઓમાં આગગાડીની મુસાફરી કરતાં નામદાર જ્યૉર્જ વર્તમાનપત્રોના પ્રતિનિધિઓની સાથે ઈંજીનને મુખડે રહેતા હતા અને આગગાડીના માણસો સાથે બહારના તાઝિમતવાઝનાં બંધનો શિથિલ કરવાને અતિશય આતુર ઇચ્છા પ્રબળ

સઘળાંને તેઓ વિશેષ વ્હાલાં થઈ પડતાં હતાં. નામદાર જ્યૉર્જને રાજવંશી ઠાઠમાઠ તથા બાહ્યાચારથી બિલકુલ સંતોષ વળતો નહોતો. આથી પોતાનાથી જેટલે દરજ્જે બનતું હતું, તેટલે દરજ્જે વસ્તુસ્થિતિની સપાટી ભેદીને રહસ્ય જાણવાને પ્રયત્ન કરતા હતા અને કેટલીક વખત તો સંસ્થાનવાસીઓની સ્થિતિમાં પોતે મુકાયેલા છે, એમ ધારી લઈને વસ્તુસ્થિતિનું અવલોકન કરવાને ચુકતા નહિ, તેને પરિણામે તે સંસ્થાનવાસીઓનાં જીવન અને તેમના હિત સંબન્ધી પ્રશ્નો વિશેષ સારી રીતે ને વિશેષ અચુકપણે સમજવાને સમર્થ થતા હતા.

તેમની સંસ્થાનોની મુલાકાત એક મહત્વનો બનાવ છે. એ મુસાફરીથી થયેલાં કલ્યાણકારક પરિણામો હાલમાં સંપૂર્ણપણે દેખાવા માંડ્યાં છે. દુનિયાના કોઈ પણ અગાઉ થઈ ગયેલા શહેનશાહના રાજ્યપ્રદેશ કરતાં પણ વિશેષ વિશાળ રાજ્યપ્રદેશના વારસ તરીકે નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમા પોતાના વડીલની રાજ્યગાદીએ આરૂઢ થવા પામ્યા છે. કોઈ પણ પૂર્વભૂત શહેનશાહના કરતાં તેમનાં અતિશય દૂરનાં સંસ્થાનો અને તાબાના રાજ્યની પ્રજાઓ નામદાર જ્યૉર્જમાં વિશેષ વિશ્વાસ મૂકે છે અને તેનું કારણ એ છે, કે તેઓ તે પ્રજાને જાણે છે અને પ્રજા પણ તેમને ઓળખે છે. આ પ્રમાણે સમજ પરસ્પર છે અને તે બેશક પ્રશંસાને પાત્ર છે. આવી સારી અસર થવાનું કારણ, પુનરૂક્તિ થવા છતાં, કહેવું જોઈએ કે, અર્થ વગરનો ભપકો અને ખાલી દબદબા તરફ એમને જે તિરસ્કાર હતો, તે હતું. પોર્ટુગાલના નાવિક રાજા હેન્રીના સમય પછી આટલી બધી લાંબી મુસાફરી કરનાર નામદાર જ્યૉર્જ શિવાય અન્ય કોઈ પણ રાજા ભાગ્યશાળી થયો નથી.

નામદાર જ્યૉર્જ અને મેરીએ સમુદ્ર અને સ્થળમાર્ગે આ રીતે પચાસ હજાર માઈલની મુસાફરી કરી હતી અને નામદાર જ્યૉર્જની પોતાની ગણત્રી પ્રમાણે તેમને લગભગ ૫૫૦ માનપત્રો મળ્યાં હતાં, ૬૨,૦૦૦ લશ્કરીઓની કવાયદનું તેમણે નિરીક્ષણ કર્યું હતું, ૪,૦૦૦ ઉપરાંત યુદ્ધ સંબન્ધી તથા અન્ય પ્રસંગો સંબન્ધી પદકો તેમને ભેટ કર્યાં હતાં, "ઑફીર" આગબોટ ઉપર ૫૦૦ થી પણ વધારે પરોણાઓનો આદરસત્કાર કર્યો હતો અને ૫૦,૦૦૦ થી પણ વધુ માણસો સાથે તેમણે હસ્તધૂનન કર્યું હતું. ખરેખર આ નોંધ પ્રશંસા લાયક છે. સીધી રીતિએ અગર આડકતરી રીતિએ આ મુલાકાતથી બ્રિટિશ શહેનશાહતનું જે કલ્યાણ થયું અને જે વિશાળ રાજ્યપ્રદેશો ઉપર હાલ તેઓ શહેનશાહ તરીકે રાજ્ય ચલાવે છે, તેમને એકત્રિત કરવામાં તેમણે જે ભાગ ભજવ્યો છે, તેનું કેવળ શબ્દોમાં તારણ કાઢવું, એ તદ્દન અશક્ય છે.

નામદાર જ્યૉર્જના આ જાણવા લાયક પ્રવાસનો આવી શુભ રીતે અન્ત આવ્યો. તેમણે કેનેડા છોડ્યું તે સમયના તેમના લાગણીભર્યા ઉદ્ગારો નોંધ લેવા જેવા છે.

ઈંગ્લાંડમાં પધારતાં પાટવી કુંવર જ્યૉર્જને બ્રિટિશ પ્રજા તરફથી ગિલ્ડહૉલમાં તા. ૫ મી ડીસેમ્બર ૧૯૦૧ ને રોજ માનપત્ર આપવામાં આવ્યું. આ માનપત્રનો જે યાદગાર ઉત્તર તેમણે આપ્યો, તેનાથી ખુલ્લું જણાઈ આવતું હતું, કે આ મુસાફરીમાં તેમને ઘણો જ અનુભવ મળ્યો હતો. તે અનુભવ તથા સંસ્થાનોની સ્થિતિની પડેલી છાપથી અને સંસ્થાનોની વફાદારીથી બ્રિટિશ પ્રજાને તેમણે વાકેફ કરી. લશ્કરને અપાતી ઉંચા પ્રકારની તાલિમની પણ તેમણે એ ભાષણમાં નોંધ લીધી હતી અને વેપારની પ્રગતિના સંબન્ધમાં ઈંગ્લાંડ હજુ કેટલું પછાત છે, વ્યાપાર ચલાવવાની પદ્ધતિમાં કેટલી બધી ખામીઓ છે, નવાં બજારો ખોળી કાઢવાને તથા જુનાં જાળવી રાખવાને કેવી રીતે અનુકૂળતા પ્રાપ્ત કરવાની અગત્ય છે, અને આ તથા એવી બીજી દિશામાં કારખાનાંવાળાઓએ પણ હજુ કેટલો વધારો કરવો જોઈએ, તે સંબન્ધી જણાવતાં કહ્યું હતું કે "Wake up England" "ઈંગ્લાંડ તું જાગ્રત થા" એ સર્વનો મુદ્રાલેખ હોવો જોઈએ. પાટવી કુંવર જ્યૉર્જ પોતાની પ્રજા તરફ કેવી ઉચ્ચ લાગણી ધરાવે છે તેનો ખ્યાલ તેમનું એ ભાષણ આપી શકશે.

## ઈંગ્લાંડને જાગૃત થવાનો બોધ.

"જુના દેશે હવે જાગૃત થવું જ જોઇએ. જો તે પરદેશી હરીફોની સામે સંસ્થાનોનાં બજારોમાં પોતાની શ્રેષ્ઠતા જાળવી રાખવા ઇચ્છતો હોય તો તેને હવે જાગૃત થયા વિના છૂટકો જ નથી મારી મુસાફરી દરમ્યાન મારા હૃદય ઉપર ખાસ કઈ અસરો થઈ, એમ જો મને પૂછવામાં આવે તો હું બીજી બધી અસરોને કોરાણે મુકીને વિના અચકાયે જણાવું કે જુના દેશ પ્રતિ બ્રિટિશ સંસ્થાનો સ્નેહ અને મમતા ધરાવે છે અને તેઓ બ્રિટિશ સામ્રાજ્ય તથા રાજા તરફ વફાદાર છે."

થોડાં વર્ષો ઈંગ્લાંડમાં પસાર કર્યા પછી હિન્દની મુલાકાતનો બીજો પ્રવાસ શરૂ થયો, આવા પ્રવાસો એટલું અચુક પૂરવાર કરી આપે છે કે પોતાની હકુમત નીચેના મુલકોની સ્થિતિ કેવી છે તે જાણવાને નામદાર જ્યૉર્જ ઘણા જ આતુર છે. આવી આતુરતા તથા ઉત્સાહવૃત્તિથી તેઓ મહાન્ રાજા તરીકે સિદ્ધ થયા છે, એમ ખાત્રીથી કહી શકાશે.

## ' પ્રકરણ આઠમું.

### હિન્દ અને તેના શાહેનશાહ.

"India is an epitome of the whole world."

"If I were to look over the whole world to find out the country most richly endowed with all the wealth, power, and beauty that nature can bestow-in hearts *a very paradise on earth*—I should point to India."

*Prof. Max. Muller.*

ભાવાર્થ:—"હિન્દ એ સમગ્ર દુનિયાનો એક સાર સંગ્રહ છે." "પ્રકૃતિ અર્પણ કરી શકે એવી સઘળી ધનાઢ્યતા, સામર્થ્ય અને સુન્દરતાથી સૌથી વિશેષ સમૃદ્ધિવાન થયેલો-હૃદયમાં પૃથ્વી ઉપરનું સાક્ષાત્ સ્વરૂપ-એવો દુનિયામાં કયો દેશ છે, એમ જો મને પૂછવામાં આવે, તો હું હિન્દ તરફ આંગળી કરીશ."

સને ૧૬૦૦ ની સાલથી ઇસ્ટ ઇંડિયા કંપનીદ્વારા હિન્દુસ્તાન અને ઇંગ્લાંડ વચ્ચે અભેદ્ય સંબન્ધ બંધાયો છે. આ સંબંધ પ્રથમ વ્યાપાર વિષયક હતો, તથાપિ, કાળચક્રની ઘટના અનુસાર દેશી રાજાઓના પરસ્પર દ્વેષ, કલહ અને કુસંપથી વિચ્છેદ આરંભાતાં તેમની સત્તાઓ તુટતાં તુટતાં, હિન્દ ક્રમે ક્રમે ઇસ્ટ ઇંડિયા કંપનીના હાથમાં આવી પડ્યું અને સને ૧૮૫૭ નું સિપાઈ યુદ્ધ (બળવો) થયું, ત્યાંસુધીમાં ઇસ્ટ ઇંડિયા કંપનીની લગભગ સર્વોપરી સત્તા હિન્દ ઉપર સ્થપાઈ ચૂકી હતી અને રહ્યાં સહ્યાં દેશી રાજ્યોએ તેનો સ્વીકાર કર્યો હતો. સને ૧૮૫૭ માં મહાન્ બળવાનો પ્રસંગ બનવાથી નામદાર મહારાણી વિક્ટોરીઆ અને બ્રિટિશ પ્રજા એવા નિર્ણયે આવી, કે ઇંગ્લાંડના રાજાનો સીધી રીતે હિન્દુસ્તાન ઉપર અમલ ચાલુ કરવો અને હિન્દી પ્રજાને બ્રિટિશ સામ્રાજ્યના લાભો સમજતા કરવા. આ નિર્ણયને પરિણામે સને ૧૮૫૮ થી હિન્દુસ્તાન ઉપર ઇંગ્લાંડના રાજાનો અમલ સીધી રીતે ચાલુ થયો. તે સંબન્ધી ફરમાન જાહેર કરવાને તે જ વર્ષમાં પહેલા વાઇસરોય લૉર્ડ કેનિંગની સરકારે અલ્હાબાદમાં દરબાર ભરી અને તેમાં હિન્દીવાનોના "મેગ્ના ચાર્ટા" રૂપ ગણાતા સને ૧૮૫૮ ના મહાન્ ઢંઢેરા દ્વારા

મહારાણીશ્રી વિક્ટોરીઆનો હિન્દુસ્તાન ઉપરનો રાજ્યઅમલ જાહેર કરવામાં આવ્યો. તે સમયથી ઇસ્ટ ઇંડિયા કંપનીનો અમલ બંધ થયો.

આ કંપનીના રાજ્યઅમલમાં હિન્દમાં રાજા અને પ્રજા વચ્ચે જોઇએ તેવો નિકટ સંબન્ધ બંધાયો નહોતો. તે સમયના ઇંગ્લાંડના દીર્ઘદર્શી રાજનીતિજ્ઞોને સને ૧૮૫૭ ના બળવાનાં કારણોથી એમ સ્પષ્ટ જણાઈ આવ્યું કે, ફરીથી આવો શોચનીય પ્રસંગ ઉભો ન થાય, તે સારૂ હિન્દી પ્રજાને બ્રિટિશ રાજના પ્રતિનિધિના ગાઢ સંબન્ધમાં મુકવાની વિશેષ અગત્ય છે. આ રાજ્યનૈતિક વિચારને વ્યાવહારિક રૂપ આપીને સને ૧૮૫૮ ના. મહાન્ ઢંઢેરામાં એ હેતુઓ વિશેષ સ્પષ્ટ કરવામાં આવ્યા અને નામદાર મહારાણીશ્રી વિક્ટોરીઆની આતુર ઇચ્છાને માન આપી, હિન્દી પ્રજાને બ્રિટિશ પ્રજાસમાન લેખવાનું, વર્ણભેદ કે ધર્મભેદને દૂર રાખી સર્વને સરખી રીતે રાજ્યવહિવટમાં ભાગ લેતા કરવાનું, તેમના જુદા જુદા ધર્મોની માન્યતાની આડે નહીં આવવાનું, તથા તેમના લાભોને આગળ વધારવાનું વચન સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યું.

આ ઢંઢેરાની રૂઈએ નામદાર મહારાણી વિક્ટોરીઆ હિન્દનાં પહેલાં શહેનશાહ રાણી થયાં. તેઓનો પ્રજા તરફ સહાનુભૂતિ દર્શાવવાનો સ્વભાવ જગજાહેર છે. એ સ્વભાવ અને ઉત્સાહને બળે તેમણે હિન્દના લોકહિતના પ્રશ્નોમાં રસપૂર્વક ભાગ લેવા માંડ્યો અને ઠેઠ મરણ પર્યંત તેમનો એ ઉત્સાહ અને રસ સતત ચાલુ વેગવાળો જ રહ્યો હતો. નવી જોખમદારી અને નવા ફેરફારની સાથે જે કર્તવ્ય પોતાને શિરે આવી પડ્યું હતું, તે કર્તવ્યની જુમ્મેદારી તે નામદાર સારી રીતે સમજતાં હતાં. આથી પોતાની પછી ગાદીએ આવનાર યુવરાજ જાતે જઇનેજ હિન્દુસ્થાન જુએ, તો આ મહાન્ દેશ સંબંધી ઉભા થયેલા અને ભવિષ્યમાં ઉભા થનારા પ્રશ્નોમાં તેઓ વિશેષ માહિતીથી ભાગ લઈ શકે એવો ઉમદા વિચાર તેમને સ્ફુર્યો અને તે સમયના પાટવી કુંવરને હિન્દ મોકલવાનું નક્કી ઠર્યું. કારણ કે આ ઢંઢેરાથી ઇંગ્લાંડની સાથેનો હિન્દનો દરજ્જો ઉંચો વધવાની સાથે હિન્દનો અંગત અનુભવ લેવાની આવશ્યકતા પણ તેટલે જ દરજ્જે વધી હતી. મહારાણી વિક્ટોરીઆના પ્રતિનિધિ તરીકે નામદાર એડવર્ડ ઘણાં ખરાં રાજ્ય કાર્યો બજાવતા હતા અને જાહેર કામોમાં પ્રમુખસ્થાન લઈ એમની ખોટ પૂરી પાડતા હતા. આથી તેમને લગભગ દોઢ વર્ષ પર્યંત છુટા પાડવાને તેમનું મન લગાર કચવાતું હતું. પણ નામદાર એડવર્ડના હેતુઓ તેમના જીવનથી આપણે જાણી શક્યા છીએ તે પ્રમાણે બ્રિટિશ સામ્રાજ્યનાં અંગોના વતનીઓ સાથે

વિશેષ અંગત પરિચયમાં આવવાને તેઓ મૂળથી જ આતુર હતા, એટલે હિન્દુસ્તાનની મુલાકાત લેવાની એ નામદારની પૂર્ણ ઇચ્છા હતી. હિન્દની મુલાકાતને તેઓ એક ઈશ્વરી સંદેશો ગણતા અને જીવનનું સ્વપ્ન માનતા હતા. તેથી તથા બીજાં કારણોથી હિન્દનો પ્રવાસ નક્કી ઠર્યાનું તે સમયના હિન્દી વજીર માર્ક્વીસ ઑફ સેલીસબરીએ જાહેર કર્યું. વળી હિન્દ આવતા પહેલાં નામદાર એડવર્ડે જણાવ્યું હતું, કે—

"જેમ આપણા લોકોથી હું માહિતગાર થયો છું, તેમ હિન્દુસ્તાનની જુદી જુદી નીતિઓથી પણ મારે જાણીતા થવું જોઈએ."

આવા સંયોગો વચ્ચે નામદાર એડવર્ડ સને ૧૮૭૫ ના ઑક્ટોબર માસમાં હિન્દ આવવાને રસાલા સાથે ઉપડ્યા. તેમના મુખ્ય સલાહકારો તરીકે મુબાઈના માજી ગવર્નર સર બાર્ટલ ફ્રેઅર તથા લૉર્ડ નોલીશ નીમાયા. આ ઉપરાંત તેમના બીજા કેટલાક અંગત મિત્રો પણ સાથે હતા. જ્યારે કોઈ હિન્દ સંબંધી પ્રશ્નો તેમના મંત્રીમંડળમાં રજુ થતાં ત્યારે અંગત અનુભવથી તેનો નિર્ણય કરતાં તેમને સરળતા મળતી. વળી ભવિષ્યના રાજ્યનીતિજ્ઞોને ખરેખર પોતાના દૃષ્ટાંતદ્વારા સ્થાન ઉપર જઇને હિન્દના પ્રશ્નો જાણી લેવાનો માર્ગ દર્શાવ્યો. હિન્દની અગત્ય ખરેખરી સમજવાની ખાતર, તેની લાંબી તવારીખ અને પ્રાચીન સુધારો સમજવાની ખાતર, તેનાં શહેરોની અને એ વિશાળ ખંડમાં વસતી ભાતભાતની પ્રજા નિહાળવાની ખાસ જરૂર છે. આ સર્વ ઉદ્દેશો તે સમયે તેમની દૃષ્ટિ સમીપ તરી રહ્યા હતા.

હિન્દનાં દ્વાર મુંબાઈ બંદરમાં પગ મુકતાં ઘણા રાજારજવાડાઓએ તથા હિન્દની પ્રજાએ તેમને ઉત્સાહભેર આવકાર આપ્યો. વડોદરાના નામદાર ગાયકવાડ, મહિસૂરના મહારાજા, કોલ્હાપૂરના રાજા, કચ્છના રાવ વગેરે ઘણા રાજાઓ તેમને મળ્યા. નામદાર એડવર્ડના પહેલા ભાષણે જ લોકોનાં મન આકર્ષી લીધાં. દેશી રાજાઓનાં માનપત્રના જવાબમાં તેમણે જણાવ્યું કે:—

"જાતજાતના લોકો બ્રિટિશ રાજ્યના છત્ર તળે રહી પોતાનો ધંધો રોજગાર ચલાવ્યા જાય છે અને શક્તિઓ ખીલવે છે, તે જોઈને હું ખુશી થયો છું. તેઓ બ્રિટિશ રાજ્ય પ્રતિ વફાદારી દર્શાવવાની સાથે સહાનુભૂતિથી પોતાના ઉપરના રાજ્ય કારભારમાં ભાગ લે છે, તે ખુશી થવાજોગ છે."

નામદાર એડવર્ડે અને તેટલી છૂટથી દેશી રાજાઓની મુલાકાત લીધી અને કેવળ મોટા રાજાઓની મુલાકાત લઈને સંતોષ નહિ માનતાં નાના નાના રાજાઓ અને સરદારોને પણ પોતાની મુલાકાતનું માન આપ્યું હતું.

તેમણે કેટલાંક મોટાં દેશી રાજ્યોની જાતે મુલાકાત લીધી હતી. તે સમયે વડોદરાના સંબંધમાં ઈંગ્રેજ સરકારે ચલાવેલી વર્તણુક ખાસ ધ્યાનમાં લેવાજોગ છે. સને ૧૮૫૭ ના બળવામાં તેમજ પેશવાઈની આખર અવસ્થામાં ચાલેલી અન્ધાધુંધીના સમયમાં ગાયકવાડી રાજ્યે ઇંગ્રેજી રાજ્યને ઘણી જ કિંમતી મદદ આપી હતી. ખંડેરાવના મરણ પછી તેમના ભાઈ મલ્હારરાવ ગાદીએ આવ્યા હતા પરન્તુ તેમની આસપાસના માણસો ખટપટીઆ અને હલકા સ્વભાવના હોવાથી તેમનાથી રાજ્ય બરોબર ચલાવાયું નહિ, તેથી તેમને ગાદી ઉપરથી ઉઠાડી મુકવામાં આવ્યા અને મર્હુમ ખંડેરાવનાં વિધવા રાણી જમનાબાઈને હાલના ગાયકવાડ મહારાજા સયાજીરાવને દત્તક લેવાનો અધિકાર આપી, હિન્દી સરકારે વડોદરા રાજ્યની પહેલાંની વફાદારી ધ્યાનમાં લીધાથી પ્રજા ઉપર સારી છાપ પડી હતી. પાટવી કુંવર એડવર્ડે રાણી જમનાબાઈને ખાસ મુલાકાતનું માન આપ્યું.

આવાં કેટલાંક કાર્યોથી હિન્દી પ્રજાને જણાવા લાગ્યું, કે લોર્ડ ડલ્હાઉસીનો જમાનો વીતી ગયો છે અને હવે પ્રજાની લાગણીને માન આપનારો નવો રાજ્ય અમલ ચાલુ થઈ ચૂકયો છે તથા તેમના લાભો ઉપર ધ્યાન આપવાના પ્રયત્ન બ્રિટિશ રાજ્ય તરફથી થાય છે. નામદાર એડવર્ડ હિન્દી પ્રજાની આ લાગણી સારી રીતે જોઈ શક્યા હતા, અને તેને પોષવાનો પ્રયાસ પણ કરતા હતા. સને ૧૯૦૩ ના તેમના ઢંઢેરાથી આ સર્વ પ્રત્યક્ષ જણાય છે.

હિન્દની મુલાકાત એઓ શ્રી ઘણી કીમતી ગણતા હતા. હિન્દનો કિનારો છોડતી વખતે મરહુમ શહેનશાહ એડવર્ડે કહ્યું હતું કે:—

"હિન્દમાં ફરવાથી મને જે માહિતી મળી છે તેને હું ઘણી કિમતી ગણું છું. અને ભવિષ્યમાં મારે જે કાંઈ મેળવવાનું છે તેના આધાર તરીકે તેને હું માનું છું."

પોતે રાજ્યગાદી ઉપર આવ્યા એટલે તરત જ તેમણે પોતાને થયલા અનુભવની કીંમત જોઈ અને એવો અનુભવ પાટવી રાજકુંવર જ્યૉર્જને અપાવવાના હેતુથી હિન્દુસ્તાનની તેમના પ્રતિનિધિ તરીકે અને

હિન્દના ભવિષ્યના રાજા તરીકે મુલાકાત લેવડાવવાનો નિર્ણય પોતાના ભાષણમાં જાહેર કર્યો. આ રીતે તેમણે મર્હુમ મહારાણી વિક્ટોરીઆની ઉચ્ચ પ્રકારની રાજ્યનીતિને આગળ વધારી.

દેશહિત આગળ જાતહિતને ઓછું વજન આપવાની નીતિ હાલના રાજકુટુંબમાં પ્રધાનપણે પ્રવર્ત્તે છે એમ નામદાર મહારાણીના પ્રયાસથી તથા નામદાર એડવર્ડનાં કાર્યોથી આપણે જોઈ શક્યા છીએ. આનું એક અનુપમ દૃષ્ટાંત નામદાર શહેનશાહ એડવર્ડના રાજ્યારોહણ પ્રસંગે બનેલા બનાવથી મળી આવે છે. સને ૧૯૦૧ ના જુન માસમાં નામદાર એડવર્ડના રાજ્યારોહણનો દિવસ નક્કી થયો હતો. પરન્તુ તે અરસામાં તેઓ અચાનક આંતરડામાં થયેલા સોજાના દુખાવની ગંભીર માંદગીથી પટકાઈ પડ્યા. રાજ્યારોહણની ધમધોકાર ચાલતી તૈયારીઓને અલવલ પહોંચે નહિ અને પ્રજાનો ઉત્સાહ મન્દ ન પડે, તે માટે તેમણે આ માંદગી બહાર જેમ બને તેમ ઓછી બતાવવાનો પ્રયત્ન કર્યો. રાજ્યતરફની ફરજ સૌથી પ્રથમ છે, એવું શિક્ષણ તેમને બાળપણથી જ મળેલું હોવાથી, તેમણે આ કાર્યમાં હરકત ન આવે, એમ વર્ત્તવા માંડ્યું. પરન્તુ એમની તબીયત આખરે એવી બગડી આવી કે દાક્તરે તેમની મરજી વિરુદ્ધ પણ શસ્ત્રક્રિયા ( Operation ) કરવાની પ્રબળ સલાહ આપી; તથા તે સાથે જણાવ્યું, કે જો માંદગી તરફ આવી રીતે બેદરકારી બતાવવામાં આવશે, તો તેને પરિણામે તેમની જીંદગી જોખમમાં આવી પડશે અને જે પ્રજાકર્ત્તવ્યને તેઓ પ્રધાનસ્થાન આપી માંદગીનો વિચાર કરતા નથી, તે પ્રજાકર્ત્તવ્યને હાનિ પુગશે. આખરે રાજ્યારોહણનો પ્રસંગ મુલતવી રહ્યો અને શસ્ત્રક્રિયા કરવામાં આવી.

આ દષ્ટાંત તથા આવાં બીજાં કેટલાંક દષ્ટાંતો સ્પષ્ટ રીતે એમ પુરવાર કરી આપે છે, કે રાજકીય વિષયોને મહારાણીના વંશજો એશઆરામ, સુખચેન, જાતિસુખ અને બૈરાં છોકરાંનાં સ્નેહ કરતાં પણ વિશેષ મહત્વ આપે છે. આવા નામાંકિત થયેલા પિતા અને માતામહીના હાથનીચે આપણા હાલના શહેનશાહ નામદાર જ્યૉર્જ પાંચમાએ રાજકીય વિષયોનો અભ્યાસ કર્યો છે.



## પ્રકરણ નવમું.

### હિન્દનો પ્રવાસ.

"The secret of kingship is service,
And the empire that a true king rules over
Is the realm of his people's heart."

ભાવાર્થ:—પોતાની પ્રજાની બરદાસ્ત કરવી એજ રાજાનો ખરો ધર્મ છે, અને જે દેશપર એક ખરો રાજા રાજ્ય કરે છે, તે દેશ તેની પ્રજાનું હૃદય છે."

બ્રિટિશ સામ્રાજ્યના મોટા અવયવી રાજ્યપ્રદેશોથી અંગતપણે જાણીતા થવાની પોતાની ધારણાને પૂરી કરવાને સને ૧૯૦૫ ના અક્ટોબર માસમાં નામદાર જ્યૉર્જે ઈંગ્લાંડનો કિનારો છોડ્યો અને હિન્દ સંબંધી પોતાને શિરે રહેલી જોખમદારીઓ પૂરેપૂરી રીતે પાળી શકાય તેમાટે જાતે જ માહિતી મેળવવાનો પ્રયાસ આરંભ્યો.

સને ૧૮૭૫ માં પાટવી કુંવર તરીકે નામદાર એડવર્ડે હિન્દુસ્તાનની મુલાકાત લીધી હતી, તેને આ સમયે ૩૦ વર્ષ થઈ ગયાં હતાં. આ અરસામાં હિન્દુસ્તાનમાં જવા આવવાનાં સાધનોમાં ઘણા ફેરફાર થઈ ગયા હતા. સને ૧૮૭૫ માં હિન્દમાં આગગાડીનો ઝાઝો વિસ્તાર વધેલો નહોતો; તેથી કેટલાક પ્રદેશોની અને ખાસ કરીને હિન્દની વાયવ્ય સરહદના પ્રદેશની મુલાકાત તે નામદાર લઈ શક્યા નહોતા. પરન્તુ આ ૩૦ વર્ષના અરસામાં આગગાડીનો વિસ્તાર વિશેષ વધવાથી તેમને આ લાભ મળ્યો. એક દિશાએ ઠેઠ પેશાવર અને કવેટા સુધી અને બીજે છેડે ઠેઠ માંડલે સુધી તેમણે મુસાફરી કરી. નામદાર જ્યૉર્જની આ સમગ્ર મુસાફરી ભવિષ્યના સારા ચિહ્નની ગવાહી આપનારી હતી. નિયમસર સમયનું પાલન કરવામાં આવ્યું હતું; અને કોઈ પણ પ્રકારની માંદગી કે અકસ્માતથી તેમની મુસાફરીમાં હરકત પડી નહોતી. આ સર્વ ઉપરાંત ખાસ જાણવા જોગ બાબત એ છે, કે રાજારજવાડાઓથી આરંભી ઠેઠ સાદામાં સાદા લોકો વચ્ચે થઈને તેઓ પસાર થતા, ત્યારે એકસરખી રીતે સમભાવનાં આન્દોલનોથી તે સ્થળો હલમલી રહેતાં હતાં; અને પોતાના રાજ્યકર્તાને પસાર થતા નિરખવાને રાજમાર્ગો તથા તે ઉપરનાં મકાનોનાં છજાં અને અગાશીઓ

લોકોના ચોકેચોકથી કીડીની પેઠે તરવરી રહેતાં હતાં. આ સમયથી હિન્દની પ્રજા પણ સમજવા લાગી, કે તેમના પરદેશી રાજશાસકો તેમની રાજ્યનિષ્ઠાની યોગ્ય કદર કરે છે અને નિગેહબાનીથી પોતાની પ્રજાઓના લાભતરફ દૃષ્ટિ રાખે છે.

## મુંબાઈથી દિલ્હી.

પૂર્વતરફના મુલકોનો અંગત અનુભવ મેળવવાના દૃઢ નિશ્ચયથી સને ૧૯૦૫ ના નવેંબર માસમાં પાટવી કુંવર જ્યૉર્જને લઈ આવેલી આગબોટ "રીનાઉને" મુંબાઈના બારામાં લંગર નાંખ્યું.

અહિં મુંબાઈની જુની તવારીખનો પરીચય કરાવવો એ અસ્થાને ગણાશે નહિ. સ્ટુઅર્ટ વંશના બીજા ચાર્લસ રાજાએ પોર્ટુગલની રાજકુમારી કેથેરાઈન બ્રેગેન્ઝાની સાથે લગ્ન કર્યું, ત્યારે લગ્નની પહેરામણીમાં તેને મુંબાઈનો ટાપુ અર્પણ કરવામાં આવ્યો હતો. તે સમયે મુંબાઈનો ટાપુ નહિ જ જેવી અગત્ય ધરાવતો હતો; અલબેલી સુરત નગરી પૂર બહારમાં ખીલી રહી હતી અને હિન્દના વેપારની કેન્દ્ર પદવી ભોગવતી હતી. તે સમયે મુંબાઈમાં ઘણી ખરી વસ્તી ગરીબ મચ્છીમારોની હતી. આ ટાપુમાં એક નાનો કિલ્લો હતો અને તેની આબોહવા પણ મેલેરીયા આદિ રોગથી ભરપૂર હતી. વલંદા લોકો પૂર્વદિશાના વેપારનો ઈજારો ટકાવી રાખવાને ઈંગ્રેજો ઉપર જે હુમલાઓ કરતા હતા તે સામે ટકી રહેવાને તે સમયના ઈંગ્રેજી અમલદારોએ મુંબાઈના ટાપુને રક્ષણનું મથક બનાવવાને તે તરફ દૃષ્ટિ કરી, ત્યારે તેમને કાંઈ ઝાઝાં આશાનાં ચિહ્ન જણાયાં નહોતાં. પરંતુ ઈંગ્રેજી પ્રજા ઝીણવટથી વેપાર, ઉદ્યોગ અને યુદ્ધને માટે અનુકૂળ આવે એવી જગ્યા શોધી કાઢવાની અંતર્દૃષ્ટિ ધરાવે છે; અને તેમાં જ તેનો ઉદય રહેલો છે. આથી તે સમયના મુંબાઈના ટાપુની સ્થિતિ જો કે સર્વને અનુકૂળ લાગતી નહતી છતાં દીર્ઘદર્શી ઈંગ્રેજોએ આ ટાપુ ઉપર દૃષ્ટિ ઠેરવી, તેની ખીલવણી કરી અને તેને પરિણામે આ ટાપુની અસાધારણ રીતે ખીલવણી થયેલી હાલ આપણે જોઈએ છીએ. ધીરે ધીરે આસપાસના સાતેક ટાપુઓને સાંધીને જેમ જેમ મુંબાઈના ટાપુનો વિસ્તાર વધારવામાં આવ્યો, તેમ તેમ સુરતનો વેપાર તુટતો ગયો અને મુંબાઈની ખીલવણી કરવામાં વાપરેલું ડહાપણ સર્વને પ્રત્યક્ષ થતું ગયું.

હાલનું મુંબાઈ બંદર ધીરે ધીરે વિશેષ વિસ્તારવાળું અને કુદરતી રીતે ઘણી સોઈવાળું થયેલું છે. સમગ્ર હિન્દના વેપારનું દર્શન અહિં સારી રીતે થાય છે. સાંપ્રત સમયે મુંબાઈ સમગ્ર હિન્દનું દ્વાર ગણાય છે.

પશ્ચિમના દેશોમાંથી આવતા સર્વ લોકો ઘણુંખરું આ જ બંદરમાં પ્રથમ પગ મુકે છે. મુંબાઈમાં જાતજાતના અનેક લોકો દૃષ્ટિએ પડે છે. ધીરે ધીરે મુંબાઈ પેરીસના જેવું ભાતભાતના લોકોની વસ્તીવાળું શહેર બની ગયું છે. મુંબાઈનું વર્ણન કરતાં કિપલીંગ લખે છેઃ—

*Royal and Dowar-royal, I the Queen*
Fronting thy richest sea with richer hands-
A thousand mills roar through me where I glean
All races from all lands.

-Kipling.

આવા સર્વનું ધ્યાન ખેંચી રહેલા મુંબાઈ બંદરના કિનારા ઉપર નામદાર જ્યૉર્જને સર્વ લોક તરફથી ઉત્સાહ અને ઉલટભેર આવકાર આપવામાં આવ્યો. તે સમયના વાઈસરોય લૉર્ડ કર્ઝન તથા હિન્દના કેટલાક રાજા રજવાડાઓએ અને મુંબાઈના શહેરીઓએ તે નામદારને દિલોજાનીભર્યો આવકાર આપ્યો. દેશી રાજાઓમાં છેક ઉત્તરેથી કચ્છના રાવ, કાઠિયાવાડના રાજાઓ તથા જુનાગઢના નવાબ, મહિસૂરના મહારાજા, વડોદરાના ગાયકવાડ સરકાર વગેરે બંદર ઉપર આવ્યા હતા અને તેમણે દેશી રાજ્યો તરફથી પણ નામદાર જ્યૉર્જનો અંતઃકરણપૂર્વક આદરસત્કાર કર્યો.

બંદર ઉપર કોરપોરેશન તરફથી નિયમ અનુસાર સુંદર દાબડો 'કાસ્કેટ' માનપત્ર સાથે નામદાર જ્યૉર્જને અર્પણ કરવામાં આવ્યો. આ માનપત્રમાં બ્રિટિશ રાજકુટુંબ તરફથી હિન્દ તરફ બતાવવામાં આવતી સહાનુભૂતિ, હિન્દવાસીઓની બ્રિટિશ સામ્રાજ્ય અને રાજકુટુંબ તરફની રાજ્યનિષ્ઠા, હિન્દની ઔદ્યોગિક અને રાજકીય જરૂરિયાતો વગેરે કેટલીક અગત્યની બાબતોનાં સૂચન અચ્છી રીતે કરવામાં આવ્યાં હતાં. આ માનપત્રનો સ્વીકાર નામદાર જ્યૉર્જે અંતઃકરણપૂર્વક કર્યો અને તેનો યોગ્ય ઉત્તર આપતાં પોતાની મુલાકાતનો હેતુ, અને હિન્દ તરફનો મમતાળુ સ્નેહ પ્રદર્શિત કરનારા ઉદ્ગારો કાઢ્યા હતા. તે સમયે નામદાર જ્યૉર્જે કરેલા ભાષણમાંથી કેટલીક ખાસ જાણવા જોગ ભાગ નીચે પ્રમાણે છેઃ—

Just thirty years ago all but a day, my dear father, the King-Emperor, was standing not far from this very spot, and was saying that it had been the dream of his life to see India (cheers). The Princess

and I have had similar anticipations; and we thank you from the bottom of our hearts for the manner in which you and your fellow-workers have brought these dreams to realisation. In thus following in the footsteps of my father, we are but carrying out the traditions established by him, and one which, I trust, will be repeated as generation succeeds generation. I hope, and indeed I am confident, that the same loving interest in this great Continent was inspired in my father's heart by his visit to India, and which has never abated, will equally come to us. ( cheers ) If, as we travel through the various countries which make up this great Empire, the Princess and I can win the sympathy and good-will of the people of India, we shall secure a precious result from the voyage which we have been privileged to undertake. We both hope to carry home with us, not only a warm sympathy and affection for the people of India, but an increased and abiding interest in India's wants and problems, and an acquaintance with the various classes, official and non-official, British and Indian, which under God's providence, are labouring to one end-the well-being of India and the happiness of her people. ( cheers )

There is one drawback to journeys such as that on which the Princess and I are now starting. Time is all too short to see everything and to tell every one who has joined in greeting us how heartily grateful we are. I have inherited from my father ( cheers ) and from our late beloved Sovereign, ( cheers ) your first Queen Empress, a love for India and for Indians. ( cheers ) From my youth I have associated the name of India with qualities of kindness, loyalty, courtesy and bravery, and I doubt not that these early ideas will be confirmed and strengthened by the experiences which await me

in the next few months (cheers) We cannot, as we should like to have opportunities to see all your many institutions, but we hope to have opportunities of gaining some insight into those of a similar character in other parts of India.

I will not fail to convey to the King-Emperor the expression of your loyal devotion to his Throne and person. (cheers) And remembering that to day we celebrate His Majesty's brith-day, these assurances will come to him with special gratification. (cheers) And I feel sure that this great company will join with me in wishing him very many happy returns of the day. (Loud and prolonged cheers). It is the last stage of our memorable and happy mission of four years ago to his Majesty's great dominions across the seas........

ભાવાર્થઃ—એક દિવસ ઓછો ગણતાં, બરાબર ત્રીસ વર્ષે પહેલાં મારા વ્હાલા પિતા, રાજા શહેનશાહ આ જ સ્થળેથી થોડે જ દૂર ઉભા રહીને કહેતા હતા, કે હિન્દના નિરીક્ષણને હું મારા જીવનનું એક સ્વપ્ન માનતો હતો. (હર્ષગર્જના) પ્રિન્સેસ અને હું પણ એવી જ ધારણા રાખતાં હતાં; અને અમારી એ આશાઓ પરિપૂર્ણ કરવાનો તમે તથા તમારા સહચારીઓએ જે પ્રયત્ન ઉઠાવ્યો છે, તે સારૂ અમે તમારો અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ. આ રીતિએ અમારા પિતાને પગલે ચાલી, અમે માત્ર તેમણે પરંપરાગત વર્તનની જે રીતિ સ્થાપન કરી છે, તે જ પ્રમાણે વર્તીએ છીએ, અને તે રીતિ, મને વિશ્વાસ છે કે, પ્રત્યેક નવી આવતી પ્રજા અનુસરશે. મને આશા છે, અને ખરેખર વિશ્વાસ છે, કે મારા પિતાના અંતરમાં જે પ્રેમભરિત ઉત્સાહ આ મહાન્ ખંડને જોઈને તેને માટે ઉત્પન્ન થયો હતો, તે અમારામાં પણ એકસરખો ચાલુ રહેશે. (હર્ષગર્જના) જુદા જુદા દેશો રળીને ઉભા થયલા આ મહારાજ્યમાં આગળ મુસાફરી કરતાં જો પ્રિન્સેસ અને હું હિન્દના લોકોની શુભેચ્છા, સમભાવની વૃત્તિ મેળવી શકીશું, તો જે સફર કરવાનો અમને હક મળેલો છે, તેનું એ કીમતી પરિણામ અમને મળ્યું, એમ અમે માનીશું. હિન્દના લોકો માટે અંતઃકરણની લાગણી અને પ્રેમને અમારી સાથે અમે ઈંગ્લાંડ લઈ જઈશું, એટલું જ નહીં પણ હિન્દની જરૂરીયાતો અને વિકટ પ્રશ્નોવિશે વધતી જતી તથા ચિરસ્થાયી રસ-

વૃત્તિ, અને ઇશ્વરેચ્છાથી જે બ્રિટિશ અને હિન્દી વર્ગો, સરકારી અને બીન સરકારી વર્ગો, હિન્દની વૃદ્ધિ અને તેના લોકનું સુખ, એ એક જ અંતિમ સાધ્ય પ્રાપ્ત કરવાને સારાં કાર્યો કરે છે, તે વર્ગોની ઓળખાણના અનુભવને પણ અમે અમારી સાથે લઈ જઈશું. (હર્ષ ગર્જના)

પ્રિન્સેસ અને હું જે સફરે નીકળ્યાં છીએ, તેમાં માત્ર એક જ ન્યૂનતા છે. દરેક વસ્તુ નિરખવાને અને જે જે મનુષ્ય મળે તેને, આવકાર આપ્યાથી અમે કેટલાં બધાં આભારી થયાં છીએ, એમ જણાવવાને અમને ઘણો જ થોડો સમય છે. મારા પિતા (હર્ષગર્જના) તરફથી અને આપણાં છેલ્લાં વહાલાં રાજકર્ત્રી, (હર્ષગર્જના) અને તમારાં કૈસરેહિન્દ તરફથી, હિન્દ અને હિન્દીવાનો પ્રતિનો મને પ્રેમનો વારસો મળ્યો છે. (હર્ષ-ગર્જના) મારા બચપણથી જ, હિન્દના સાથે માયાળુપણું, રાજ્યનિષ્ઠા, નમ્રતા અને શૂરવીરતાના ગુણોને સાંકળેલા છે. મારા એ પ્રાથમિક વિચારો હવે પછીના થોડાક માસમાં થનારા અનુભવોથી દૃઢ અને સ્થાયી થશે, એમાં કંઈ પણ શક નથી. (હર્ષગર્જના) અમારી ઇચ્છા પ્રમાણે અમે તમારાં સઘળાં કાર્યો જોઈ શકીશું નહીં. પરન્તુ હિન્દના બીજા ભાગોમાં તેવી જ જાતનાં કાર્યો જોવાની અમને તક મળશે, એવી અમને આશા છે.

હું રાજા-શહેનશાહને તેમની રાજ્યગાદી તથા તેમની જાત તરફની તમારી રાજભક્તિનું સ્વરૂપ દર્શાવ્યા વિના રહીશ નહીં, અને તે મહારાજાની જન્મતીથિ પણ ઉજવીએ છીએ તે સ્મરણમાં રાખતાં, આ ખાત્રીઓ તેમને ખાસ સંતોષ આપનારી થશે. (તાળીઓ) અને મારી ખાતરી છે, કે આ સમાજ, તે નામદાર આવા ઘણા દિવસો સુખકારક જોવા પામે, એવી ઇચ્છામાં મારી સાથે જોડાશે. (હર્ષના ચાલુ પોકારો અને ગર્જના). દરીઆ પારનાં બ્રિટિશ સંસ્થાનોની મુલાકાત લેવાનો ચાર વર્ષ પહેલાં મળેલા સ્મરણીય અને સુખમય સંદેશાનો આ છેલ્લો તબક્કો છે....

આ પ્રમાણે મુસાફરીનો શુભ હેતુ તથા હિન્દ અને હિન્દવાસીઓ તરફની ભલી ઇચ્છાઓ જણાવીને તેમની સ્વારી પુર ઠાઠમાઠથી નીકળી. બંદર ઉપરથી સ્વારી સાથે સરકારી મહેલ તરફ સિધાવતાં નામદાર જ્યૉર્જને રાજ્યપ્રતિનિધિ તરીકે મુંબાઈની પચરંગી પ્રજા તરફથી અનુપમ માન આપવામાં આવ્યું હતું. સમગ્ર શહેર લોકોથી, વિવિધ પ્રકારના ઠાઠમાઠ અને શણગારોથી તથા પ્રસંગને અનુસરતા કરવામાં આવેલા મેળાવડાઓ અને જાહેર કામોથી હલમલી રહ્યું હતું. વિવિધ

જાતના રંગબેરંગી પોષાકોથી શહેરની અનુપમ શોભા થઈ રહી હતી. સ્ટેશનો, સરકારી મકાનો, તેમજ ધનાઢ્ય શેઠીઆઓના બંગલાઓ પણ પ્રસંગને અનુસરતા શણગારવામાં આવ્યા હતા. મલબારહિલ ઉપરના સગવડવાળા બંગલાઓ, પણ રાજરજવાડાઓથી હલમલી રહ્યા હતા.

સરકારી મહેલમાં પાટવી કુંવરના માનમાં એક ભવ્ય મેળાવડો કરવામાં આવ્યો હતો. તેમાં ઘણા રાજાઓ અને શહેરના પ્રતિષ્ઠિત નાગરિકોને નોતરવામાં આવ્યા હતા. અલબેલી મુંબાઈની સુન્દરીઓએ ટાઉનહૉલમાં નામદાર શહેનશાહરાણી મેરીના માનમાં 'સ્ત્રીઓનો' મેળાવડો કર્યો હતો અને સર્વ કોમની સ્ત્રીઓએ પૂર્ણ ઉત્સાહથી તેમાં ભાગ લીધો હતો. આ મેળાવડો ઘણો જ દબદબાભર્યો હતો. સ્ત્રીઓએ હીરા મોતીના દાગીનાઓથી અને જાતજાતના પહેરવેશથી ઠાઠમાઠ એવો કર્યો હતો, કે જોનારને તે **મીલટનના "પેરેડાઈઝ લૉસ્ટ"** નામના કાવ્યમાંનું નીચલું વર્ણન યાદ આપતું:—

Oh fairest of creation ! last and best
Of all God's works ! Creature in whom excell'd
Whatever can to sight or thought be formed
Holy, divine, good, amiable, or sweet.

આ ઉપરાંત પોર્ટ ટ્રસ્ટની ગોદીનો પાયો નાંખવાની ક્રિયા માટે એક દબદબાભર્યો મેળાવડો કરવામાં આવ્યો હતો. વળી બોરીબંદરના સામા મેદાનમાં ગંજાવર પ્રદર્શનનો મેળો પણ ભરવામાં આવેલો હતો. એક પાસ જેમ નામદાર જ્યૉર્જે લોકો સાથે અને નામદાર મેરીએ સ્ત્રીઓ સાથે આ પ્રમાણે પરિચયમાં આવવાનો ઉત્સાહ દર્શાવ્યો, તેમ બીજી પાસ હિન્દના લોકોની અને તેમના ઉદ્યોગોની પરિસ્થિતિનું અવલોકન કરવાને તેઓ ચૂક્યા નહિ; કારણ કે તેમણે પોતાના પહેલા ભાષણમાં જણાવ્યું તેમ હિન્દવાસીઓના પ્રશ્નો અને જરૂરીયાતોથી માહિતગાર થવાની તેમની અભિલાષા હતી, અને એ અભિલાષા પૂર્ણ કરવાને તેઓ બનતો પ્રયાસ કરતા, નામદાર જ્યૉર્જની પધરામણીને સમયે મુંબાઈ, હિન્દના મિલ ઉદ્યોગના મુખ્ય ધામ તરીકે થઈ પડ્યું હતું. **માંચેસ્ટરનો** દેખાવ મુંબાઈ કાંઈક રજુ કરે છે. નામદાર જ્યૉર્જે રૂની મિલોની મુલાકાત લીધી.

આમ જોવા અને જાણવા લાયક વસ્તુઓથી વાકેફ થવામાં તેમણે મુંબાઈમાં ૭ દિવસ ગાળ્યા. આટલા ટુંક સમયમાં હિન્દુસ્તાનને લગતા કેટલાક મુખ્ય પ્રશ્નોનો તેમને થોડોક અનુભવ થયો. પ્લેગનો શી રીતે

અટકાવ કરવામાં આવે છે, વૈજ્ઞાનિક શોધ ખોળોનો પ્રસાર કરવાની કેટલી અગત્ય છે, કયાં કયાં નવી નહેરો કાઢીને ખેતીવાડીને વિશેષ સફળ કરવાની અગત્ય છે, આગગાડીથી દેશમાં કેટલા સુધારા થયા છે તથા લોકોને કેવા ઉપાયોથી સુખી કરી શકાય તેમ છે, તે સંબંધી નામદાર જ્યૉર્જે કેટલાક સરકારી નોકરો તથા પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો અને લોક-પ્રતિનિધિઓ સાથે ચર્ચા કરી. આ રીતે લોકહિત સંબંધી અગત્યના પ્રશ્નો સંબંધી મળી શકી તેટલી માહિતી તેમણે મેળવી લીધી. આમ આતુરતા અને સમભાવથી હિન્દી પ્રશ્નો સંબંધી જાણવાની તેમની વૃત્તિથી તેમના સમાગમમાં આવેલા સર્વ ગૃહસ્થો ઘણા જ પ્રસન્ન થયા.

મુંબાઈ શહેરથી ઉપડી આ રાજવંશી પરોણાઓ દેશી રાજાઓના પ્રદેશોની મુલાકાતે વિચર્યા. મુંબાઈ છોડતાં નામદાર ગવર્નર ઉપર નામદાર જ્યૉર્જે પોતાના હૃદય ઉપર ત્યાંના લોકોના આદરસત્કારની પડેલી છાપનું પ્રતિબિંબ પાડનારો જે લાગણીભર્યો સંદેશો મોકલાવ્યો, તેમાં જણાવ્યું હતું કે:—

"We have been especially struck by the affectionate demeanour of the vast crowds which greeted us as we passed through the streets and bazars. This sympathetic attitude of Bombay has made us feel that we are at home amongst one's own people."

**ભાવાર્થ:**—"અમે જેવાં બજારો અને રાજમાર્ગોમાંથી પસાર થતાં હતાં, ત્યારે થોકે થોક લોકોનાં ટોળાંએ જે વ્હાલભરી સારી રીતિએ અમને આવકાર આપ્યો હતો, તેથી ખાસ કરીને અમે આશ્ચર્યચકિત થયાં છીએ. મુંબાઈના લોકની આવી સમભાવવાળી વલણથી અમે જાણે અમારા સ્વદેશમાં જ અમારા પોતાના જાતભાઈની વચમાં હોઈએ, એમ અમને લાગ્યું છે."

## દેશી રાજ્યોની મુલાકાત.

મુંબાઈથી ઉપડેલા આ રાજવંશી પરોણાઓ ઉત્તર હિન્દુસ્તાન ભણી સિધાવ્યાં. રતલામ માર્ગે થઈને જુના મરાઠી રાજ્યના એક સ્તંભરૂપ ગણાતા નામદાર હોલ્કરની રાજધાની ઇંદોરમાં તેઓ જઈ પહોંચ્યા. પ્રથમની કાર્યવાહી પ્રમાણે મધ્ય હિન્દના રાજાઓની મુલાકાત આગ્રા-ખાતે લેવાનું ઠર્યું હતું; પરંતુ કેટલાંક ખાસ કારણોસર તેમાં ફેરફાર કરીને ઇન્દોરમાં જ તે સર્વની મુલાકાત લેવાનું નક્કી થયું હતું. આથી નામદાર પાટવી કુંવરની સ્વારી ઇન્દોર સ્ટેશને આવી પહોંચી ત્યારે મધ્ય હિન્દના રાજાઓ–ભોપાળનાં બેગમ, મહારાજા હોલ્કર સર માધવસિંહ,

રેવા, દાંતીઆ, વિગેરેના મહારાજા, રાજા તથા સરદારો, મધ્ય હિન્દના એજંટ, ઇન્દોરના રેસીડન્ટ, વિગેરેએ તેમને ભારે આવકાર આપ્યો. રજવાડાની રીતિ અનુસાર ઇન્દોરને સારી રીતે શણગારવામાં આવ્યું હતું.

અહિં નામદાર જ્યૉર્જે પહેલો દરબાર ભર્યો. આ દરબારમાં રૂપેરી થાંભલાવાળું ઘણું જ સુશોભિત સિંહાસન ગોઠવેલું હતું. ભોપાળનાં બેગમથી આરંભી સઘળા રાજવંશીઓએ નામદાર જ્યૉર્જ અને નામદાર મેરીના સિંહાસન આગળ જઈ, નમન કરી, નજરાણાં ધર્યાં. નજરાણાં ધરાઈ રહ્યા પછી નામદાર જ્યૉર્જે પુરતો સમય ન હોવાને લીધે રાજવંશીઓને રીતમુજબ વળતી મુલાકાત ન અપાયા સંબંધી પોતાની દિલગીરી દર્શાવી. બાદ તે નામદારે જાતે જ રાજવંશીઓને પાન અત્તર આપ્યાં. દરબારની સાંજે બાગમાં મેળાવડો થયો, તેમાં એક કલાકસુધી પાટવી કુંવર જ્યૉર્જે ઉત્સાહથી ભાગ લીધો. તેમાં દાંતીઆના મહારાજાના હાથીએ કેટલીક રમુજી રમતો કરી દેખાડી હતી. આ નિપુણ પ્રાણીને લોઢાની જાળીનું બખ્તર પહેરાવવામાં આવ્યું હતું અને જાંબુડીઆ રંગની સુંઢ ફેરવતું તે ટટાર ઉભું રહીને ચાલતું હતું. વળી ગરીબોને ભોજન પણ આપવામાં આવ્યું. આ રીતે તેમને પણ રાજવંશી પરોણાઓના માનમાં સંતોષવામાં આવ્યાં.

નામદાર જ્યૉર્જે ચાહાપાણી (At home)ના મેળાવડામાં, પોતાને થયેલા આનન્દનું સૂચન કર્યું અને જણાવ્યું, કેઃ—

"રજપૂતાનામાં વરસાદની તંગીને લીધે મારા પ્રવાસની કાર્યવાહીમાં કેટલોક ફેરફાર કરવો પડ્યો છે. મારા કુટુંબની માફક હું પણ અસલ વારાથી ચાલતી આવેલી રીતરસમોને અગત્યતા આપું છું. મને જો પૂરતો સમય મળ્યો હત, તો હું રાજવંશીઓને વળતી મુલાકાત આપી મને ભાગ્યશાળી માનત. પરંતુ કેવળ વખત નહીં હોવાને લીધે કોઈ પણ એવી ક્રિયાઓ કરવામાં આવેલી નથી અને એ રીતિ ભવિષ્યમાં કદી પણ દાખલો બેસાડવા જેવી ગણાશે નહી; અને વળતી મુલાકાત મેળવવાના તેમના હક્કો તથા રીતરસમો જેવાં છે તેવાં જ કાયમ રહેશે.

ભોપાળનાં બેગમના માનમરતબામાં, ઇંદોરની આ મુસાફરીમાં, થયેલા વધારાની નોંધ લેવી યથોચિત ગણાશે. અહીં હાજર થયલા રાજવંશીઓમાં દરજ્જે જોતાં તેઓ સૌથી પ્રથમપદે હતાં; મધ્ય હિંદમાં રાજકર્ત્રી તરીકે તેઓ સારી રીતે મશહૂર છે. તેમના જ્ઞાનથી તેઓ સર્વ રાજવંશીઓમાં ધ્યાન ખેંચનાર મધ્યબિંદુ થઈ પડ્યાં હતાં. નામદાર રાજવંશી યુગલે તેમના તરફ ખાસ માન દર્શાવ્યું. નામદાર મેરીએ

તેમની સાથે ખાનગીમાં વાતચિત કરી; તેમ રેસીડન્સીમાં તેમને ખાનગી મુલાકાતનું માન આપ્યું. હિંદુસ્થાનમાં સાંપ્રત સમયે સ્ત્રીઓ, આગળ પડતો ભાગ લેતી જોવામાં આવતી નથી, તેથી રાજકર્ત્રીનું અસ્તિત્વ આશ્ચર્યકર જ થઈ પડે એમ છે. તેમાં વળી ભોપાળનાં બેગમે રાજ્યપદ શોભાવેલું હોવાથી તેઓ આમ આવા ખાસ માનને પાત્ર થયાં હતાં. નામદાર પાટવી કુંવરની મુસાફરી દરમ્યાનના સર્વ પ્રસંગે તેમણે પોતાનો પડદાનો મોભો સારી રીતે જાળવ્યો હતો. તેમની યોગ્યતાની પીછાનમાં તેમને જી. સી. આઇ. ઇ. નો માનવંતો ખિતાબ આપવામાં આવ્યો હતો.

શહેનશાહી લશ્કર ટુકડીઓમાં હોલકર સરકારનું ઘોડેસ્વાર લશ્કર અને ભોપાળનું 'ભાલાદારી' (Lancers) લશ્કર પંકાય છે. રાજકુંવર જ્યૉર્જે પ્રસન્નતાથી તેમની કવાયદ નીરખી. ઇંદોરથી ઉપડતાં તેમણે સ્ટેશન નજીક નામદાર શહેનશાહ એડવર્ડના રાજ્યારોહણની ખુશાલી નિમિત્ત બંધાયેલા "એડવર્ડ હૉલ"ને ખુલ્લો મુકવાની ક્રિયા કરી.

અહિંથી ઉપડી રાજવંશી યુગલ ઉદેપુર આવી પહોંચ્યું. ઉદેપુરનો દેખાવ રજપૂતોની પૂર્વની સ્થિતિનો કંઇક ખ્યાલ આપે છે. ઉદેપૂરના રાણાજીએ પટાવતો સાથે તેમની "રેસીડન્સી"માં મુલાકાત લીધી. વળતી મુલાકાત આપવાને નામદાર જ્યૉર્જ રાણાજીને મહેલે સિધાર્યા, ત્યારે તેમની સ્વારીના રસ્તામાં ઉદેપૂરીઓએ હર્ષનાદથી તેમને વધાવી લીધા, તથા ભારે ઠાઠમાઠ સાથે તેમને આવકાર આપ્યો. નામદાર મેરીએ રાણાજીના જનાનામાં રાણીજીની મુલાકાત લીધી અને રજપૂતોના જનાનાની રચનાથી તેઓ વાકેફ થયાં.

ઉદેપુરમાં સાલીઆનકીના ઘણાજ સુંદર અને નામીચા બગીચામાં તેમના માનમાં ભવ્ય મેલાવડો કરવામાં આવ્યો. તે જોઈને રાજવંશી યુગલ છક્ક થઈ ગયું. જંગલી ડુક્કરોનું નિવાસસ્થાન ગણાતા સારપ સરોવરના ટાપુમાં તેમના માનમાં ચહાપાણીનો મોટો મેળાવડો કરવામાં આવ્યો, અહિં તેમણે ઉદેપૂરની ટેકરીઓનો બરોબર ચિતાર જોઈ લીધો. વળી સુંદર સારપ સરોવરમાં બાંધવામાં આવેલા શંભુનિવાસ મહેલમાં બાદશાહી ખાણાની ઉત્તમ ગોઠવણ કરવામાં આવી હતી. આ મહેલની અગાશીમાંથી તેઓ રોશની અને આતશબાજી જોઈને ચકિત થયાં. અહિં તેમણે સારસો અને ડુક્કરોના શિકાર કર્યા.

આ પ્રમાણે મેવાડની ઝાહોજલાલી અને નમૂનેદાર પરોણાગતનો અનુભવ કરી, તેમણે રજપૂતોની રાજનિષ્ઠાનાં વખાણ કર્યાં. અહિં તેમણે રજપૂતોને ખરેખરી સ્થિતિમાં નિહાળ્યા, તેથી તેમની ભવ્યતા, ઉચ્ચ કુલી-

નતા, અને રાજનિષ્ઠાની ખરી છાપ તેમના હૃદયમાં કોતરાઈ રહી. ધીમે ધીમે હિન્દમાંથી રજપૂતોનાં ઉચ્ચ કુટુંબો ક્ષીણ થતાં જાય છે. આ કુટુંબોના ઘણા ખરા પ્રતિનિધિઓના સમાગમમાં તેઓ આવી શકયાં તેથી તથા તેમનાં કદાવર શરીરો, સાંકળીવાળાં બખ્તરો, ઘોડાનો ચામડાનો રક્ષણ કરનારો પોષાક વગેરે જોવાનો લાભ મળ્યો તે માટે તેઓ ઘણાં પ્રસન્ન થયાં. ઉદેપુરના માહારાણાએ, પોતાનું પૂર્વનું ઓજસ સારી રીતે જાળવી રાખેલું છે. તે એકપત્નીવ્રત પાળે છે; અને ઘણા જ મિતાહારી તથા મિતવિલાસી છે. તે પોતાના રાજ્યનો વહીવટ પોતાના જ હાથમાં રાખે છે–એટલે કેટલાક તેમના રાજ્યને જુના જમાનાના રાજ્યની ઉપમા આપવાનું સાહસ કરે છે. તેમની પ્રજા સુખી અને સંતોષી છે.

ઉદેપૂરની મુલાકાત દરમિયાન મળેલા સરદારો અને રાજાઓમાં બેઈદલાના બાલ રાજ્યકર્તાને નામદાર જ્યૉર્જ સાથે વાત કરવાનું ખાસ માન મળ્યું હતું. સત્તાવનના બળવામાં તેના પિતામહે બ્રિટિશ રાજ્યને મદદ કરેલી હોવાથી તેને જે તરવાર બક્ષવામાં આવેલી હતી, તે જ તરવાર તેણે આ પ્રસંગે ગર્વ સાથે ધારણ કરી હતી.

ઉદેપૂરથી ઉપડી રાજવંશી સ્વારી જયપૂર આવી પહોંચી. જયપૂર શહેરની ઘટના અમેરીકાનાં શહેરોના ઘાટ ઉપર રચાયલી છે. અહિં જયપૂરના મહારાજાએ, તેમના પટાવતો તથા સરદારો સાથે તેમને આવકાર આપ્યો. જયપૂરીઓના ચિત્રવિચિત્ર પોષાકથી, અને રજપૂતોની અસલી ઢબછબથી, નામદાર જ્યૉર્જ ઘણા જ પ્રસન્ન થઈ ગયા. અહીં અજમેરની "મેયો કૉલેજ"ના રાજવંશીઓએ તેમનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. સ્ટેશનની બહાર નીકળતાં પંડિતોએ આશિર્વાદ મંત્રો ભણ્યા; પ્રતિહારીઓએ બાદશાહી રથની આગળ શાંતિને માટે જળના કુંભો ઢોળાવ્યા; અને નાગા જાતવાળા લોકોએ આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખનારો નાચ તેમના રથ આગળ કર્યો. અસલી રિવાજ પ્રમાણેના આવા આવકારના દેખાવો જોઈને યુરોપીઅન પ્રેક્ષકો તેમ જ નામદાર યુવરાજ અને યુવરાણી આશ્ચર્યચકિત થઈ ગયાં. આ પ્રમાણે અવનવું જોતાં રાજવંશી સ્વારી રેસીડન્સીમાં આવી પહોંચી. મહારાજા સર માધવસિંહે મુલાકાત લીધા પછી, નામદાર જ્યૉર્જ વળતી મુલાકાત આપવાને રાજમહેલમાં પધાર્યા, તે સમયે રાજમાર્ગો, માર્ગ ઉપરનાં મકાનો અને બારીઓ પ્રેક્ષકોનાં ટોળાંથી તરવરી રહ્યાં હતાં. સૈનિકોની નાગી તરવારો તે ઉપર પડતાં સૂર્યકિરણોથી ઝળાંઝળાં થઈ રહી હતી. જયપૂરી સુન્દરીઓથી આ સર્વ શોભામાં વધારો થયો હતો. રાજ્યતરફથી ઠાઠમાઠ થયેલો એટલે શોભાનો તો પારજ રહ્યો નહોતો.

પ્રજા તથા રાજાનો આવો ઠઠેરો, કીમતી જરઝવેરાત અને દાગીનાઓ, સુન્દર જરિયાન પોષાકો વિગેરે જોઈને નામદાર જર્યોર્જ ઘણા ખુશ થઈ ગયા. દરબારમાં ચાંદીના નક્કુર પાયાવાળા સિંહાસન ઉપર તે નામદારોને બેસાડવામાં આવ્યા.

દરબાર વિસર્જન થયા પછી તે નામદારે જયપૂરનું સંગ્રહસ્થાન ( Museum ) જોયું; અહીંનું સંગ્રહસ્થાન ખાસ જોવાલાયક ગણાય છે. નામદાર મેરી જુની પુરાણી ચીજો જોઈ ઘણાં જ પ્રસન્ન થયાં. તેમના માનમાં સાઠમારી કરવામાં આવી હતી. મરઘાં, તીતરો, ઘેટાં, પાડા, જંગલી પંખીઓ વિગેરેની સાઠમારી જોઈ, તેઓ સાનન્દાશ્ચર્ય પામ્યાં. અહિ તેઓ તેમનાં હિન્દના એ. ડી. સી ઈડરના મહારાજા તથા બીજા અમલદારો સાથે શિકારની સહેલગાહે ગયા; તેમાં બીજા શિકારી સાથે નામદાર જર્યોર્જે સહાડા નવ ફીટની લંબાઇના એક વાઘનો શિકાર કર્યો.

તેમના માનમાં થયેલા રાજવંશી ખાણામાં ભાષણ આપતાં નામદાર યુવરાજ જર્યોર્જે પોતાની થયેલી મહેમાનગીરીનાં અને મળેલા માયાળુ તથા રાજનિષ્ઠ આદરસત્કારનાં વખાણ કર્યાં તથા થયેલા વાઘના શિકારથી આ મુસાફરી સ્મરણીય રહેશે, એમ પણ જણાવ્યું. ખાણાની મિજલસ પૂરી થયા બાદ હિન્દના ચુનન્દા ગવૈયાનું ગાનતાન ચાલ્યું. બીના (Beena) સાંભળીને તેઓ ઘણા જ પ્રસન્ન થયાં. તે પછી તેમના માનમાં થયેલી રોશની અને આતશબાજીની તેમણે નિરીક્ષા કરી. જયપૂરની મુલાકાત વિશેષ સ્મરણીય રહે એવો એક અનુકરણીય માર્ગ મહારાજાએ લીધો. તેમણે પોતાની ઉદારતાનું ભાન હિન્દી પ્રજાને કરાવવા સારૂ "હિન્દી લોકોનું દુષ્કાળ ફંડ" ( Indian People's Famine Trust ) સ્થાપ્યું અને તેમાં નામદાર જર્યોર્જના માનમાં રૂ. ૩ લાખ ભર્યાં.

જયપૂરથી ઉપડેલી બાદશાહી સ્વારીએ બિકાનેરના મહારાજાની રાજધાનીમાં ટૂંક સમય ગાળ્યો. બિકાનેરના મહારાજાએ રાજનિષ્ઠા વિશેષ પ્રમાણમાં દર્શાવવાને શહેનશાહી લશ્કરમાં પાયદળની અડધી ટુકડી પોતાના તરફથી ઉમેરવાની માગણી કરી. સને ૧૯૦૦ માં તેમના લશ્કરે ચીનખાતે બ્રિટિશ સરકારને સારી મદદ કરી હતી, અને મહારાજા જાતે ચીન ગયા હતા. તેમાટે તેમને ખીતાબ પણ બક્ષવામાં આવેલો છે. નામદાર યુવરાજે તેમની આવી રાજનિષ્ઠા અને સેવાની પ્રશંસા કરતાં બિકાનેરની ઉંટની ટુકડીનાં વખાણ કર્યાં તથા ચીનમાં ૪ મીનનો કબજો લેવામાં અને સોમાલી લેન્ડમાં દારાતોલા અને જીબાલી આગળ શૂરવીરતાથી યુદ્ધ કરવામાં તેમની ટુકડીએ બજવેલા ભાગ માટે તેમનો આભાર માન્યો. આવી

જાતની મદદથી હિન્દુસ્તાનના લોકોને મગરૂર થવાનું છે; કારણ કે બ્રિટિશ શહેનશાહતના લાભોમાં પણ એમનો હિસ્સો સમાયલો છે.

બિકાનેરના મહારાજા સર ગંગાસિંહે બિકાનેરથી ૨૩ માઈલ દૂર આવેલા ગજનેર ખાતે શિકાર માટે ઉભી કરેલી છાવણીમાં નામદાર જ્યૉર્જ તા. ૨૪ મી નવેંબરે સિધાર્યા. માર્ગમાં મજબૂત પહેરો રાખવામાં આવ્યો હતો. અહિંનાં જળાશયો પંખીના શિકારમાટે રજપૂતસ્થાનમાં પહેલા નંબરનાં ગણાય છે. અહિં નામદાર જ્યૉર્જને સંખ્યાબંધ પંખીઓ અને શિકારી પ્રાણીઓ મળી આવ્યાં. વળી ડુક્કરના શિકારની પણ રમુજ તેમને મળી. વળી અહિં તેમણે રાની મરઘાંનો શિકાર કર્યો. તેમના આ શિકારમાં સર પ્રતાપસિંહે બતાવેલી અશ્વારોહણની નિપુણતા નોંધવાલાયક છે. એક રાની ભૂંડ સર પ્રતાપની સામે થયું અને તેણે નજીક આવીને તેમના ઉપર ઝડપ દઈને કુદકો માર્યો; પરન્તુ સર પ્રતાપે કુશળતાથી તેના જ ઉપર ઘોડાને આબાદ કુદાવ્યો અને ભાલાથી તેને મારી નાંખ્યું. બીજે દિવસે બિકાનેરનો જૂનો રાજમહેલ તેમણે બહુ જ બારીકીથી જોયો તથા સતિ થયેલી રજપૂતાણીઓના દરવાજા ઉપરના કંકુના થાપા તેમને દેખાડવામાં આવ્યા. દેશી કોતરકામના નમૂનાઓ જોઈને તેઓ છક્ક થઈ ગયા.

આ પ્રમાણે બિકાનેરમાં મજાહ ચાખીને ભટીંડાથી ઉપડી બાદશાહી સ્વારી તા. ૨૮ મી ને મંગળવારે લાહોર આવી પહોંચી, લાહોર સાંપ્રત સમયના પંજાબ પ્રાંતની રાજધાની છે. પંજાબ શબ્દ કાને પડતાં સાથેજ સત્તાવનના બળવાનો સમય સર્વને યાદ આવે છે. કારણ કે એ અણીને પ્રસંગે પંજાબના શીખ લોકોએ જ જૉન નિકલસનના વડપણ હેઠળ ખરેખરો રંગ રાખ્યો હતો. જ્યારે બ્રિટિશ હિન્દનું ઘણું ખરૂં લશ્કર બેદીલ બન્યું હતું, ત્યારે જૉન નિકલસનના હાથનીચેના પંજાબી લોકોએ જ પૂર્ણ નિષ્ઠાથી બળવાને દાબી દેવામાં પોતાના પ્રાણની પણ દરકાર કરી ન હોતી. શીખ લોકોનો એક એવો પ્રાણસમાન પ્રિય નિયમ છે, કે જેનું નિમક ખાધું તેને જીવ જતા સુધી પણ હરામ થવું નહિં. આવા રાજનિષ્ઠ અને શૂરવીર પંજાબીઓની રાજધાનીમાં નામદાર જ્યૉર્જને આવકાર દેવાને થયેલી તૈયારીઓમાં કંઈ પણ ખામી રાખવામાં આવી નહોતી. નામદાર જ્યૉર્જે પોતાને મ્યુનિસિપાલિટી તરફથી આપવામાં આવેલા માનપત્રના ઉત્તરમાં પંજાબની પ્રજાની રાજવિખ્યાતીની પ્રશંસા કરતાં જણાવ્યું હતું, કેઃ—

"પંજાબ ઉપર પડેલી કુદરતી વિપત્તિઓની વાતોથી અમો ઘણાં જ

દીલગીર થયાં છીએ, પરંતુ અમારે તેમાં એટલો સંતોષ લેવા જેવો છે, કે અમલદારવર્ગ અને પ્રજાવર્ગ એક બીજાના ગાઢ પરિચયમાં આવતો ગયો છે. રાજભક્ત અને શૂરવીર સિપાઈઓની રાજધાની તરીકે લાહોરને ખરેખર મગરૂર થવાનું છે. તમારી રાજનિષ્ઠા, સુખ અને સંતોષ સાંભળી નામદાર શહેનશાહ ખરેખર ઘણા જ પ્રસન્ન થશે."

નામદાર જ્યૉર્જને આવકાર આપવાને આવેલા પંજાબના સરદારોની છાવણીનો દેખાવ ઘણો જ દમામદાર હતો. શણગારેલા મોટા હાથીઓ અને થનથનાટ કરી રહેલા ઘોડાઓ સાથે રાજવંશીઓએ અર્ધચંદ્રાકારમાં ગોઠવાઈ તેમને આવકાર આપ્યો હતો. આ રાજવંશીઓમાં પતીઆલાના જુવાન મહારાજા, ભાવલપૂરના નવાબ, ઝિંદના મહારાજા, નાભાના વૃદ્ધ મહારાજા, કપરથલા, મંદી અને ફરિદકોટના રાજા વિગેરે પોતપોતાના સરદારો તથા હિમાલયના નાના સરદારો સાજ સાથે ખડા થયા હતા. તેમને નામદાર રાજકુંવરે મુલાકાતનું માન આપવાથી તે સર્વે પ્રસન્ન થયા અને તેથી તેમની ખાત્રી થઈ, કે તેમને નામદાર શહેનશાહ અને પાટવી કુંવર તરફથી તેમના દરજ્જા પ્રમાણે માન અને આવકાર મળે છે, તથા તેમના પ્રદેશોના રાજ્યવહિવટ તરફ તેઓ ઉલટભેર નજરેથી જુવે છે.

મિથાનમિરના પ્રખ્યાત મેદાનમાં નામદાર રાજકુંવરના માનમાં, મોટી લશ્કરી કવાયદ કરાવવામાં આવી. પંજાબના 'ઇમ્પીરીઅલ ટ્રુપ્સ' તથા બીજા સૈનિકોએ આ કવાયદમાં ભાગ લીધો હતો. આ કવાયદથી નામદાર જ્યૉર્જ પ્રસન્ન થયા.

પંજાબના 'ઇમ્પીરીઅલ ટ્રુપ્સ'ના સંબંધમાં કેટલીક બાબતો ખાસ જાણવા જેવી છે, અફઘાનિસ્તાનને રસ્તે કદાચિત્ રશિયા ચઢી આવે, તો તે સમયે બ્રિટીશ સૈન્યને મદદ કરવાની ફરજ પંજાબના રાજા અને સરદારોને માથે નાંખવામાં આવેલી છે. એ ફરજને અનુસરીને દરેક રાજાને ત્યાં અકેકી લશ્કરી ટુકડી ઇંગ્રેજ સરકારની સલાહ મુજબ નિભાવવામાં આવે છે. આ ટુકડીઓ શૂરવીરપણા માટે જગ વિખ્યાત શીખ લોકોની બનેલી છે. આ ટુકડીઓ ઉપર રાજાઓ પોતેજ દેખરેખ રાખે છે. તેમના આ લશ્કરની કવાયદથી તથા લૉર્ડ રૉબર્ટસની સાથે અફઘાન વિગ્રહમાં ગયેલા પતિયાલાના લેન્સર્સની કવાયદ જોઈને પાટવી કુંવર ઘણા રાજી થયા.

અહિંથી ઉપડી બાદશાહી સ્વારી ડિસેમ્બરની શરૂઆતમાં વાયવ્ય સરહદ પ્રાંતની રાજધાની પેશાવરમાં આવી પહોંચી. ડિસેમ્બર માસમાં અહિંની ઋતુ, ઇંગ્લાંડની ઋતુથી કોઈ પણ રીતે ઉતરતી નથી. અહિંના

મનોહર દેખાવો જોઈને નામદાર જ્યૉર્જ પ્રસન્ન થયા. અહિંઆ તેમની મુલાકાત લેવાને આવેલા સરહદ ઉપરના સરદારોમાં દીરના ખાનની કદર કરવામાં આવી. સને ૧૮૯૭ ની ચિત્રાલની લડાઈમાં દીરના આ ખાને મદદ કરેલી હોવાથી નામદાર જ્યૉર્જે તેમનો ઉપકાર માન્યો.

આ સર્વ કરતાં પેશાવર જમીનમાર્ગે ઉત્તર અને પશ્ચિમ તરફથી હિન્દ ઉપર આવતા પરદેશી હુમલા સામે ટકાવ કરનારૂં મુખ્ય સ્થાન અથવા તો મુખ્ય દરવાજો ગણાય છે, તેથી તેનું વિશેષ મહત્વ મનાય છે. અહિં હિન્દુસ્તાનના બચાવનાં બાંધકામો નજરે પડે છે. 'બ્લૅક વૉચ' નામની નામાંકિત લશ્કરી ટુકડી બારીકાઈથી અહર્નિશ તપાસ રાખ્યાં કરે છે. મર્હુમ મહારાજા એડવર્ડ આગગાડીની સગવડને અભાવે સરહદ ઉપરનું આ મુખ્ય શહેર તથા અહીંનાં બચાવનાં બાંધકામો જોઈ શક્યા નહોતા. નામદાર પાટવી કુંવર જ્યૉર્જને તે લાભ મળ્યો અને તે ઉપરાંત અફઘાનિસ્તાનના દ્વારરૂપ ગણાતા ખૈબરપાસ સૂધી પણ જઈ પહોંચવાનો તેમને લાભ મળ્યો. ઉત્તર તરફથી હિન્દુસ્તાનમાં ઉતરી પડવાના માર્ગ તરીકે ખૈબરપાસ જુના કાળથી પ્રસિદ્ધ છે.

આ ખૈબરપાસ જોવાને નામદાર જ્યૉર્જ અને મેરીની સ્વારી ઉપડી, ત્યારે તે માર્ગમાં સખ્ત બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. જે દિવસે એ માર્ગથી વણઝારાની ટોળીઓ પસાર થવાની નહતી, તે દિવસ આ સ્વારીને માટે નક્કી કરવામાં આવ્યો; ઉંચા નીચા ખડકો વચ્ચે આવેલા ઝમરૂદના કિલ્લા આગળ નામદાર જ્યૉર્જ આગગાડીમાંથી ઉતર્યા અને ઘોડાગાડીમાં બિરાજ્યા. તેમની સ્વારી આગળ ચાલી, ત્યારે તેમની આગળ પાછળ તથા બન્ને બાજુએ ખૈબરપાસની 'રાઇફલ' ટુકડી ચાલતી હતી. ઉંચી નિર્જન ટેકરીઓ ઉપર પુતળાં પેઠે પહેરેગીરો ઉભા રહેલા જણાતા હતા અને કોઈ પણ ઠેકાણેથી કોઈ પણ પહાડી તાયફાવાળાઓ ફરકે નહિ, એવો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. બ્રિટિશ સરકારનું વર્ષાસન મેળવનાર ૧૩૦૦ પહાડી તાયફાવાળાના સિપાઈઓ ટેકરીઓની ચોકી કરતા હતા. આ પ્રમાણે ચોકસાઈથી રક્ષણ થયેલો નિર્જન, શાંત અને વનસ્પતિ વિનાનો માર્ગ ઘણો જ ભયંકર અને શૂન્ય લાગતો હતો. ભયાનક ટેકરીઓ ઉપરથી ચક્રાવો લઈ, સૌથી વધારે ઉંચા માર્ગ ઉપર જઈ પહોંચ્યા. પછી અલિમસ્જીદના ઢોળાવ તરફ બાદશાહી સ્વારી વળી. પહાડી ઝરણાંવાળી આ શાંત જગાએ બાદશાહી સ્વારી થોભતાં નામદાર જ્યૉર્જને અફઘાનીસ્તાન સાથે અગાઉ થયેલી લડાઈઓનો ખ્યાલ આપવામાં આવ્યો, અહિં થોડાક મસ્જીદોએ

રાજવંશી યુગલનો સત્કાર કર્યો. ત્યાંથી સ્વારી લુંડી કોટલ જઈ પહોંચી. અહિંની ટેકરીઓ ઉપરથી કેવી રીતે ચઢાઈ કરવામાં આવે, તેનો ખ્યાલ આપનારી કવાયદ કરવામાં આવી. અહિંના મલીકોએ તે નામદારને મધ અને ઘેટાં નજર કર્યાં.

આ પ્રમાણે ખૈબરપાસની મુલાકાત લઈ રાજવંશી યુગલ રાવળપિંડી આવી પહોંચ્યું. નામદાર રાજકુંવરને લશ્કર બતાવવા માટે મોટી લશ્કરી કવાયદની ગોઠવણ રાવળપિંડી ખાતે કરવામાં આવી. વરસાદની તાણને લીધે દિલ્હીને બદલે આ કવાયદ માટે રાવળપિંડીનું વિશાળ ટેકરીઓવાળું તેમજ નાળાંથી ભરપૂર અને સુન્દર મેદાન પસંદ કરવામાં આવ્યું હતું. અહિં ૫૦ હજાર લડવૈયાઓને એકઠા કરવામાં આવ્યા હતા. હિન્દનો સેનાપતિ લૉર્ડ કિચનર ત્રણ અઠવાડિયા પહેલાં અહિં તંબુ નાંખીને પડ્યો હતો. સ્વારીના મેદાનમાં આવવાને નામદાર યુવરાણી મેરી સોનેરી ઝુલ અને અંબાડીવાળા હાથીપર વિરાજ્યાં. અહિં લશ્કરને બે ભાગમાં વહેંચી નાંખી ખોટી લડાઈ કરાવવામાં આવી હતી. આ લડાઈ માટે સર્વ પ્રકારની લડાયક યોજનાઓ ગોઠવાઈ હતી. નવી શોધ પ્રમાણે તારનાં દોરડાં વગરના સંદેશા, ટેલીફોન આદિ સંદેશા લઈ જવાની જુદી જુદી તદબીરો, જાપાની રીતિએ દારૂગોળો લઈ જવાની પદ્ધતિ, રેશમી તથા નવીન બલુનની ઢબ, જાપાનીઝ ખાઈ ખોદવાનાં હથીઆરો, નવી જાતનાં "એક્સરેઝ"નો ઉપયોગ કરવાની નવી નવી રીતો અને શોધો વિગેરેનો ઉપયોગ કરવાની અજમાયશને ખાતર સર્વ વ્યવસ્થા આ કવાયદ પ્રસંગે કરવામાં આવી હતી.

કવાયદ શરૂ થતાં રાવળપિંડી ઉપર ધસી જઈ તેનો કબજો લેવાને માટે એક લશ્કર આગળ વધ્યું અને એક લશ્કરી વિભાગ રાવળપિંડીનો બચાવ કરવામાં રોકાયો. આ સર્વ માટે રાતનો સમય પસંદ કરવામાં આવ્યો હતો. રાવળપિંડીથી ૨૦ માઈલના છેટા ઉપર આવેલા ઘોર સ્ટેશન આગળ નામદાર યુવરાણી મેરી આ લડાઈ જોઈ શકે એવી ગોઠવણ કરવામાં આવી હતી. રાત્રિયુદ્ધનો ચિતાર આપવાને કરવામાં આવેલી ચઢાઈની ગોઠવણ ઘણી હેરત ઉપજાવનારી હતી. પહાડી તોપો, સામા લશ્કરના મારાનો જવાબ આપતી હતી અને ટેકરીઓનો કબજો લેવાની ભારે હોંસાતોંસી ચાલતી હતી.

આ કૃત્રિમ યુદ્ધ ઘણું ફત્તેહમંદ ઉતર્યું. નામદાર પ્રિન્સ અને પ્રિન્સેસ ઑફ વેલ્સ આ યુદ્ધ જોઇને ઘણાં પ્રસન્ન થયાં અને સર્વ મંડળ આનન્દ પામ્યું. અહિં રાવળપિંડીની છાવણીમાં જાપાનનો લશ્કરી

અમલદાર મેજર લાસી અને ટિમ્ટેનો વડો ધર્મગુરૂ તાસીલામા પોતાના મુખ્ય પ્રધાન સાથે હાજર થયા હતા.

વળી તેમણે આ મુસાફરી દરમિયાન લૉર્ડ કિચનરની સરદારી હેઠળ હિન્દી લશ્કરનીતપાસ લીધી હતી. તેમાં ૫૫,૦૦૦ હજાર લશ્કરીઓ, ૧૩,૦૦૦ ઉપરાંત ઘોડાઓ, ૧૪૬ તોપો, ૫૫૦૦ ઉંટ, ૮,૫૬૪ ખચ્ચર અને ૩૦૦ ટટ્ટુઓ હતાં. આ સર્વે લશ્કરી યોજનાથી પ્રસન્ન થઈ નામદાર જ્યૉર્જે સેનાપતિ લૉર્ડ કિચનરને મુબારકબાદી આપી.

રાવળપિંડીથી કાશ્મીરની મુલાકાત લેવાને નામદાર જ્યૉર્જે તથા નામદાર મેરી તા. ૯ મી ડિસેમ્બરે તેની રાજધાની જમુ જઈ પહોંચ્યાં. મહારાજા અમરસિંગે રાજવંશી રીતભાત પ્રમાણે સર્વ રીતે તે નામદારોનો આદર-સત્કાર કર્યો. મહારાજાના મહેલમાંથી જણાતાં બરફથી ઢંકાયલાં હિમાલયનાં શિખરો તથા કાશ્મિરની રમણીયતા જોઈને તેઓ ઘણાં પ્રસન્ન થઈ ગયાં. અહિંની કારીગરીઓ, તેમને ઘણી પસંદ આવી. અહિંના પ્રવાસમાં ખાસ જાણવાજોગ લામાનો નાચ હતો. લાડક ખાતેથી એક ધર્મગુરૂની સાથે ૧૨ લામાઓને નાચમાટે ખાસ બોલાવેલા હતા. તેમના ચિત્ર વિચિત્ર જાતના ઝુલતા, બિહામણા અને રંગીન ઝભ્ભાઓ, જનાવરોની આકૃતિઓ દેખાડતી, તેમની ચિત્રવિચિત્ર ટોપીઓ તથા તરેહવાર હથિયારો મઝા આપે એવાં હતાં. તેઓ બૂમો પાડી, તાળીઓ દઈ, વિચિત્ર ચાળા કરી, વારા ફરતી એકેક પટો લઈ, અંદર અંદર ફેર-કુદડી ફરી, શરણાઈઓ વગાડી અને બૅંડ પણ ભડકે એવાં ગાયન ગાઈ, અવનવો નાચ નાચતાં હતાં. આ નાચ ઘણોજ વિચિત્ર અને હાસ્યજનક થઈ પડ્યો હતો.

કાશ્મિરથી ઉપડેલી સ્વારી પંજાબી શીખોના પવિત્ર શહેર અમૃતસર ખાતે તા. ૧૧ મી ડિસેમ્બરે આવી પહોંચી. અગાઉ શિખ સત્તાના રાજ્યકાલમાં અમૃતસર શીખ લોકોનું મુખ્ય અને પવિત્ર શહેર ગણાતું હતુ. જૉન નિકલસને પોતાની કુનેહથી શીખ લોકોનાં મન રંજન કરી લીધાં હતાં; અને તેને લીધે શીખ લોકોએ ઠરીઠામ પડીને અમૃતસરની પ્રાચીન આબાદી વધારવામાં સારો ભાગ લીધેલો છે. અહિં તેમને આપવામાં આવેલા માનપત્રના દાબડાની કારીગરી ખાસ જાણવા જેવી હતી. આ દાબડો ચાંદીની ઉત્તમ કારાગરીનો બનાવેલો હતો. તેની આકૃતિ અમૃતસરના "સોનેરી મંદીરની" આકૃતિવાળી હતી. હાથીદાંતના ચોકઠા ઉપર ગોઠવીને તે સરસ જાતની કારીગરીઓથી તૈયાર કરવામાં આવી

હતી, તેને તૈયાર કરવામાં પાંચ મહિના લાગ્યા હતા. આવા ઉત્તમ 'કાસ્કેટ' દાબડાનો સ્વીકાર કરતાં નામદાર જ્યૉર્જ પ્રસન્ન થયા હતા.

તેમણે અમૃતસરમાં ખાલસા કૉલેજની મુલાકાત લીધી. સાંપ્રત સમયના શીખ લોકો પોતાનાં છોકરાંને કેળવણી આપવાને કેટલા બધા આતુર છે, તેનો પુરાવો ખાલસા કૉલેજ સારી રીતે આપે છે. આ કૉલેજની મુલાકાતથી તેમણે ઘણાં માણસોનાં મન જીતી લીધાં અને ઘણા જોડે અંગત રીતે વાતચિત કરી. કેટલાક સિપાઇઓને અહિં તેમણે ચાંદ આપ્યા અને જે સિપાઈઓ ચાંદો પહેરીને ત્યાં આવ્યા હતા તેઓ શાં કારણોથી તે ચાંદો મેળવવાને લાયક થયા હતા, તે સંબંધી માહિતી મેળવી.

વળી આ મુસાફરીમાં અમૃતસરના સુપ્રસિદ્ધ 'સોનેરી મંદીર'ની મુલાકાત લેવાનું તેઓ વિસરી ગયાં ન હોતાં. મંદીરની મુલાકાત લેવાને તે નામદાર પધાર્યાં, ત્યારે માર્ગમાં અમૃતસરના વણાટનાં કાપડ તથા શેતરંજીઓ ટાંગવામાં તથા પાથરવામાં આવ્યાં હતાં. અમૃતસરનું "સોનેરી મંદીર" સરોવરની વચ્ચે બાંધવામાં આવ્યું છે. આ સરોવરના પાણીમાં "સોનેરી મંદીર"ના પડતા પ્રતિબિંબનો દેખાવ બહુ આનન્દદાયક થઈ પડે છે. આ મંદીર આગળ તેમને આવકાર આપવાને અકાલીઓ અને ઉદાસી સાધુઓ ફેંટા બાંધી તેમની ઉપર ધારવાળાં ચક્ર ખોસી, સાપના આકારની જુના વખતની તરવારો ધારણ કરી, શિંગડાં તથા શંખથી નાદ કરતા તૈયાર ઉભા હતા.

અમૃતસરના "સોનેરી મંદીર" તરફથી અભિષેકની ભેટ જયઘોષ વચ્ચે સ્વીકારી, તે નામદારો દિલ્હી તરફ ઉપડી ગયાં.



# પ્રકરણ દશમું.

## દિલ્હી.

" Lone mother of dead Empires. "

**ભાવાર્થ:**—" નાબુદ થયેલા શહેનશાહતોની એકલવઈ માતા. "



હિન્દુસ્તાનના મહાન્‌માં મહાન્ ઐતિહાસિક બનાવોના મુખ્ય ધામ, બાદશાહી વારાના પાટનગર, કાળચક્રની અનેક ચઢ ઉતરમાંથી પસાર થનાર, દિલ્હી શહેરમાં તા. ૧૨ મી ડીસેમ્બરે નામદાર પાટવી કુંવર જર્યોર્જ જઈ પહોંચ્યા. અનેક શહેનશાહતોના વારાફેરા અનુભવનાર, દિલ્હી શહેર સંબંધી ઘણી જાણવાજોગ માહિતી નામદાર જર્યોર્જે અગાઉથી મેળવી લીધી હતી. દિલ્હીમાં કયા કયા રાજ્યોનાં પરિવર્ત્તન અત્યાર સુધીમાં થઈ ગયાં છે, કયા કયા વંશના રાજાઓ અને બાદશાહો રાજ્ય અમલ ચલાવી ગયા છે; મરાઠા, નિઝામ આદિ સત્તાઓએ બાદશાહતને કેવી રીતે શિકસ્તો આપી હતી, સને ૧૮૫૭ ના બળવામાં છેલ્લા બાદશાહ બહાદુરશાહે ઇંગ્રેજી પ્રજાઓને શી શી વિટંબનાઓ અને વિપત્તિઓ વેઠાવી હતી અને ત્યાર પછી બ્રિટિશ રાજવહિવટ હેઠળ આવતાં તેની જાહોજલાલી શી રીતે વધવા પામી હતી, તે સર્વ તેઓ સારી રીતે જાણતા હતા.

દિલ્હીના સ્ટેશન ઉપર આસપાસના રાજવંશીઓ તથા પંજાબના લેફટનન્ટ ગવર્નર વિગેરેએ તેમને સારો આવકાર આપ્યો. દિલ્હીની મ્યુનિસિપાલિટી તરફનું માનપત્ર સ્વીકારી થોડી આસાએશ લઈને, જાણીતા ઐતિહાસિક બનાવોનાં મથકો તથા બળવાની યાદગિરીમાં ઉભા કરેલા સ્મરણસ્તંભો જોવાને રાજવંશી યુગલે કિલ્લાની મુલાકાત લીધી. અહિં તેમણે દિવાને આમ અને દિવાને ખાસ, ખાસ ચિવટથી નિહાળી નિહાળીને જોયા. આ સ્થળો એટલાં બધાં સુન્દર છે કે શાહાજહાંન બાદશાહે દિવાને ખાસના પૂર્વાભિમુખ દ્વારના શિરોભાગપર કોતરાવ્યું છે કેઃ—

" અગર ફિરદોસ બરૂરૂએ જમીનસ્ત;
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત. "

**ભાવાર્થ:**—પૃથ્વી ઉપર જો કોઈ સ્થળ સ્વર્ગસમાન હોય તો તે આ જ છે, આ જ છે, આ જ છે.

તે પછી દિલ્હીના ઘેરા વખતે પ્રખ્યાત થયેલી "રીજ્જ" (Ridge) અને "ફ્લેગસ્ટાફ ટાવર" જોયાં. ત્યાંથી ગુરખાઓએ સખ્ત ગોળીઓના હુમલાઓ

વચ્ચે કટોકટીને પ્રસંગે જે મકાનનો કબજો આપ્યો નહતો અને છેવટે ન ચાલે તેમાં ભરેલો દારૂગોળો સળગાવી મારી, પોતાનો દેહ છોડ્યો હતો, તે મશહૂર "હિન્દીરાવ"નું મકાન તેમણે જોયું. તેપછી જ્યાંથી દિલ્હી ઉપર પહેલો હુમલો કરવામાં આવેલો હતો એ કાશ્મીર દરવાજો તેમણે જોયો. તે પછી બળવાના શૂરવીર નામાંકિત યોદ્ધા જૉન નિકલસન કે જેણે લડતાં બ્રિટિશ શહેનશાહતની ખાતર પોતાના પ્રાણનો ભોગ આપ્યો હતો, તેની કબર જોવાને નામદાર પાટવી કુંવર અને રસાલો લાહોર દરવાજા તરફ ગયા. જૉન નિકલસનના મરણની ખબર ઇંગ્લાંડમાં મરહુમ મહારાણી વિક્ટોરીઆને પહોંચી કે તરત તેમણે આ નામાંકિત યોદ્ધાની માતાને પોતાની પાસે બોલાવીને કાગળ વંચાવ્યો હતો તે વખતનો દેખાવ ગમે તેવા ક્રૂર મનના માણસને પણ પિગળાવી નાંખે એવો હતો:—

"The Queen, with gentle sympathy,
in tears this letter read,
And then her chieftain's mother called,
whose only son was dead,
She soothed the mother's bitter grief,
and from her royal neck,
Weeping, a priceless necklet took,
her sobbing guest to deck ;
'Oh! mother's heart, be comforted,
nor mourn thy soldier son ;
'God owns thy child, in England's Queen
thou hast a mother won.'"

બળવાના વખતના બનાવોના તથા જાતિભોગ આપનારા યોદ્ધાઓના સ્મરણસ્તંભો આ પ્રમાણે જોઈ તે નામદારે મરણ પામેલાઓની યોગ્ય રીતે કદર કરી.

દિલ્હીમાં મુગલાઈ તથા તે પહેલાંના શહેનશાહોએ બંધાવેલાં તથા ઘણો અચંબો ઉપજાવે એવાં નમૂનેદાર મકાનો તે નામદારે જોયાં. આ મહેલો અને મસીદો એવાં સુન્દર, ભવ્ય, અને નમૂનેદાર કારીગરીવાળાં છે, કે તે જોઈને લાગણીવાળા પ્રેક્ષકને એક સમયે મોટાં થઈ ગયેલાં રાજ્યોની જાહોજલાલીનો ખ્યાલ થયા વિના રહેતો નથી. તેમણે પ્રથમ "કુતુબમિનારો" (Tower of Faith) જોયો. આ "કુતુબમિનારો" લોકના કહેવા પ્રમાણે, અને જે નામ હાલ તેણે ધારણ કર્યું છે, તે પ્રમાણે દિલ્હી ઉપર પહેલવહેલો હુમલો કરનાર ગુલામવંશના મુસલમાન પાદશાહ

કુતબુદ્દીને બંધાવેલો ગણાય છે; પરન્તુ ઐતિહાસિક પ્રમાણો જોતાં તે કોઈ પ્રાચીન હિન્દુ રાજાનો બંધાવેલો હોવાનાં સબળ પ્રમાણો અનુભવી શિલ્પશાસ્ત્રીઓને જણાયાં છે. આવા ઐતિહાસિક બનાવોનું સ્મરણ કરાવનાર "કુતુબમિનારો" જોઈને નામદાર જ્યૉર્જ અને નામદાર મેરી ઘણાં જ પ્રસન્ન થયાં. આ મિનારાની પાસે ઘણા જુના વખતનો લોખંડનો સ્તંભ છે. આ સ્તંભ તેના ઉપરના લેખથી હિન્દુ લોકના પ્રાચીન રાજ્યનું સ્મરણ કરાવે છે. તે તુંવરવંશના અનંગપાળે મથુરાથી ઉખેડીને ત્યાં આણ્યો હતો એવી કિંવદંતી ચાલે છે. આ લોહસ્તંભ તથા 'કુતુબમિનારો' જોઈને વિચારશીલ પ્રેક્ષકને એમ લાગ્યા વિના રહેતું નથી કે વિધર્મી રાજ્યોની દિલ્હી શહેરમાં હકુમત ચાલી હતી, તે છતાં અન્ય ધર્મના રાજાઓનાં સ્મરણ ચિહ્નો કાયમ રાખવા જેટલી ઉદારતા તે લોકોએ બતાવેલી છે. આ સર્વે જોયા પછી હિન્દુસ્તાનમાં સૌથી મોટી અને ભવ્ય ગણાતી જુમ્મા મસીદ તે નામદારોએ જોઈ અને તેને રૂ. ૧૫૦૦ ની પોતાની તરફથી ભેટ આપી. ત્યાંથી દિલ્હી દરવાજે થઈ તેમની સ્વારી હુમાયુન બાદશાહની કબર આગળ આવી પહોંચી. આ મસ્જીદ અસલી મુસલમાની બાંધકામનો જોવા લાયક નમૂનો છે. આ મસ્જીદ સફેદ આરસપહાણ અને રાતા સંગેમરમરના પથ્થરના ઘુમ્મટવાળી છે. તેની આસપાસ ચારે બાજુએ ભીંતનો કોટ ચણી લીધેલો છે. આ કોટની અંદર અને મસ્જીદની આસપાસ સુન્દર બગીચો શોભી રહ્યો છે. કબરની આગળ લીલા અને રંગબેરંગી પથ્થરોની હાર નજરે પડે છે. આ બાદશાહી મકાન આગળ જ મોગલાઈ રાજ્યના છેલ્લા બાદશાહ બહાદૂરશાહે છેવટે ન છૂટકે ઇંગ્રેજ સરકારને પોતાની તરવાર સોંપી દીધી હતી. આ કબર સંબંધી માહિતી તે નામદારોને અનુભવી ભોમિયાઓએ આપી. આ ઉપરાંત સફદરજંગની કબર તથા બીજાં એવાં ઘણાં રમણીય અને ભવ્ય, જુની બાદશાહીનું ભાન કરાવનારાં મકાનો જોઈ તેઓ ઘણાં ખુશી થયાં.

એક પાસથી જેમ નામદાર જ્યૉર્જે પ્રાચીન મકાનો જોયાં તથા બળવાના સમયના યોદ્ધાઓની કદર કરી, તેમ બીજી પાસથી દેશી રાજવંશીઓ તથા દિલ્હીની પ્રજાને તેમણે વિસારી દીધાં નહિં. સરકારી મહેલમાં મોટા ઠાઠમાઠ સાથે રાજવંશીઓને તેમની મુલાકાત લેવાનું તેમણે માન આપ્યું. આ રાજવંશીઓમાં સીમુરના રાજાની ધામધૂમ ખાસ જોવાલાયક હતી. અહિં નવાબો, સરદારો, અને રાજ્યવંશીઓ પોતાને આવું માન મળવાથી ઘણા આનંદ પામતા હતા. આ જ પ્રસિદ્ધ સ્થળે મર્હુમ મહારાણીશ્રીએ "કૈસરે-હિન્દ" નો ખિતાબ ધારણ કર્યો હતો, ત્યારે તે નામદારનો નામાંકિત ઢંઢેરો વંચાયો હતો, તેથી એવા પ્રસિદ્ધ સ્થળે રાજ-

પ્રતિનિધિને મળવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થયાથી તેમને ખાસ આનન્દ પામવાનું કારણ મળ્યું હતું. નામદાર જ્યૉર્જનાં માયાળુ વચનોથી આ સર્વ રાજવંશીઓ ઉપર ઉંડી અસર થવા પામી હતી. દિલ્લીમાં આર્યો, ટાર્ટરો, મોગલો આદિ અનેક વંશના રાજાઓ આવી ગયા પછી મહારાણી શ્રી વિક્ટોરીઆના રાજ્યઅમલ હેઠળ આવતાં હિન્દુસ્તાનની શહેનશાહત થાળે પડી હતી. આ સર્વની ઉંડી છાપ નામદાર જ્યૉર્જની આ મુલાકાતથી દિલ્લીવાસીઓના હૃદયમાં વિશેષ દૃઢતર થઈ.

એક ખાસ મેળાવડો ભરીને દિલ્લીના તથા આસપાસના આગેવાન ગૃહસ્થોની મુલાકાત નામદાર પાટવી કુંવરે લીધી. તે ઉપરાંત હાલની દિલ્લીની જાહોજલાલીમાં વધારો કરનારી અને પશ્ચિમના મુલકો સાથે લાખો રૂપિયાનો કાપડનો વહેપાર કરનારી મિલોની મુલાકાત લીધી. હિન્દુસ્તાનની દ્રવ્ય સંબંધી સ્થિતિ સુધારવામાં આ નવી મિલોએ કાંઈ ઓછો ભાગ ભજવેલો નથી અને પશ્ચિમમાં જે નવા સુધારાઓ દાખલ થયેલા છે, તે સુધારાઓને આગળ વધારવામાં મિલોએ પણ પોતાનો હિસ્સો આપેલો છે. આવી મિલો તથા કારખાનાં જોઈને લોકોના ધંધા રોજગારને અંગે જે મશહૂર જગોએ મેળા ભરાય છે અને જે સ્થળે વેપારસંબંધી દરેક માહિતી મળે છે, એવા પ્રખ્યાત ચંદની ચોકની નિરીક્ષા નામદાર જ્યૉર્જે કરી. બળવાને સમયે જે દિલ્લીના લોકોએ ઇંગ્રેજી પ્રજાને હિન્દુસ્તાનમાંથી કાઢી મુકવાનો પ્રયત્ન કર્યો હતો, તેના જ રક્ષણ હેઠળ આજે તે દિલ્લી કેટલી બધી જાહોજલાલીએ પહોંચી ગયું છે, તેનો ખ્યાલ ચંદની ચોક જોવાથી સારી રીતે આવી શકે તેમ છે. આ સર્વથી વિચારશીલ પ્રેક્ષકને સત્વર જણાય એમ છે, કે દિલ્લીમાં નજરે પડતો આ દેખાવ કાંઈ અવનવો નથી. દિલ્લીમાં પહેલાં પરદેશીઓ દુશ્મનો તરીકે આવે છે, પછી જીતનારી પ્રજા થઈ પડે છે, અને છેલ્લે તેની દોસ્તદાર થઈ તેની જાહોજલાલીની ચઢતી કરે છે; આ એક સ્વાભાવિક નિયમ ઘણાંક સૈકાંથી દિલ્લીના સંબંધમાં પ્રવર્તતો રહેલો છે.

મોગલાઈ રાજ્યની મહત્તા અને જાહોજલાલીનો પૂરો ખ્યાલ આગ્રા જોયા વિના આવે તેમ નથી. આથી નામદાર જ્યૉર્જ અને નામદાર મેરી આગ્રા પધાર્યાં. અહિં તેમણે મોગલાઈ કિલ્લાની મુલાકાત લીધી. કિલ્લામાં ઉત્તમ કારીગરીવાળી મોતી મસ્જીદ તથા અકબર અને શાહજહાનનાં મહેલો વિગેરે નમૂનેદાર મકાનો જોયાં. સને ૧૫૬૬માં અકબર બાદશાહે અસલી જગાએ જ આગ્રાનો કિલો લાખ્ખો રૂપિયા ખરચીને બંધાવ્યો હતો. શાહજહાને ત્રણ લાખ રૂપિયા ખરચીને મોતી મસ્જીદ બંધાવેલી હતી.

અહિંના મુગલાઈ મહેલોમાં દિવાને આમ અને દિવાને ખાસ જોવા લાયક છે. આ સર્વ મકાનોની અંદરની ગોઠવણો, કારીગરીઓ અને રમણીયતાનાં તે નામદારે ઘણાં જ વખાણ કર્યાં. આ સર્વ મકાનોને મરામત કરાવીને સારી સ્થિતિમાં રાખવાનું માન લૉર્ડ કર્ઝનની સરકારને ઘટે છે.

અહિંથી બાદશાહી જેવું અચંબો પમાડનારો અને "Dream of Marble—આરસપહાણનું સ્વપ્ન" ગણાતો તાજમહાલ જોવા આગ્રે પધાર્યું. આ તાજમહાલ દૂનિયાંનાં અદ્ભુત કાર્યોમાંનો એક ગણાય છે (One of the wonders of the World). શહેનશાહ શાહજહાને પોતાની વ્હાલી બેગમ મુમતાઝ મહાલના સ્મરણમાં લાખ્ખો રૂપિયા ખર્ચીને આ મહાલ બંધાવેલો છે. વચમાં સફેદ ઘુમ્મટનીચે બેગમ સાહિબાની કબર આવેલી છે. કબરની આસપાસની ભીંતો ઉપર અકીક અને પારસના પથરાનું કોતરકામ અદ્ભુત રીતે કરવામાં આવેલું છે. હીરા, મણિ, લીલમ, પોખરાજ, રત્ન વિગેરેની કંઈ પણ મણા રાખ્યા વિના યોગ્યરીતે ઉપયોગ કરવામાં આવેલો છે. બેગમ સાહિબાની કબરની જોડે ઘણાં વર્ષો પછી દુ:ખી અને પદભ્રષ્ટ થયેલા શાહજહાનને દફનાવવામાં આવ્યો છે.

પાટવી કુંવરે પહેલે દિવસે તાજમહાલની મુલાકાત લઈ સર્વ કારીગરી નિહાળી નિહાળીને જોઈ અને પછી ચાંદનીમાં તેની મઝા લેવાને બીજે દિવસે પાછા ત્યાં પધાર્યા. આ તાજમહાલના ઘુમ્મટમાં એવી રીતની અનુપમ અને અદ્ભુત કારીગરી કરેલી છે, કે ખીલતી ચાંદનીમાં પ્રકાશની જરૂર પડ્યા શિવાય તે ઘુમ્મટ અને તેની હેઠળનો ભાગ ચાંદીની પેઠે ઝળઝળી રહે છે. ચાંદની રાતે જ જોવાથી આ તાજમહાલને દુનિયાની નવાઈમાંનો એક ગણી શકાય છે અને ત્યારે જ તેની ખરી ખુબી દીપી નીકળે છે. પૂર્વની આ સફેદ નવાઈ (White wonder of the East) જેઓ તેની ચાંદની રાતે મુલાકાત લે છે તેમને બેશક ઘણો જ મોહ પમાડે છે. મર્હુમ શહેનશાહ સપ્તમ એડવર્ડે પાટવી કુંવર તરીકે અંધારી રાતે આ તાજમહાલની મુલાકાત લીધેલી હોવાથી તે નામદારને રોશનાઈ (Limelight) કરાવી આ શોભા દેખાડવામાં આવી હતી. પરન્તુ નામદાર જ્યૉર્જને તો કુદરતી દેખાવ જોવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો.

આગ્રામાં આ શિવાય 'જેસમાઇન ટાવર' વિગેરે બીજાં કેટલાંક સ્થળો જોવા જેવાં છે; પરન્તુ સમયની તાણને લીધે તે નામદાર તે જોઈ શક્યા નહોતા. અહિં તેમણે મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆના સ્મરણાર્થનું બાવલું ખુલ્લું મુકયું. *આ કાર્ય પાછળ જાહેર સખાવતથી એકઠા થયેલા લગભગ સવા છ લાખ રૂપિયા ખર્ચાયા હતા. તાજમહાલની

સામેના ભવ્ય ચોગાનમાં મોખરાની જગાએ જ આ બાવલું ઉભું કરેલું છે.

આ ક્રિયા કર્યા પછી બીજે દિવસે તેમણે ટિબેટની ચઢાઈમાં જઈ આવેલા જે સૈનિકોને અત્યાર સુધી ચાંદ આપવામાં આવ્યા નહોતા, તેમને ચાંદ એનાયત કર્યા. તે ઉપરાંત અન્ય યોગ્ય અમલદારોને માન અકરામથી નવાજ્યા.

તે પછી તેમણે એતમાઉદ્દ દૌલાની કબર જોઈ. આ કબર જહાંગીર બાદશાહની બેગમ નૂરેજહાંને પોતાના પિતાની યાદગિરી જાળવી રાખવાને સંગેમરમરના પથ્થરની બનાવરાવેલી છે. અહિંની સંગેમરમરની ઘણી જ સુંદર કારીગરીની જાળીઓ જોવા લાયક છે. એમ કહેવાય છે, કે નૂરેજહાંનનો પહેલો વિચાર આ કબર તદ્દન ચાંદીની જ બનાવરાવવાનો હતો; પરન્તુ ચોર અને લુંટારાઓના ભયથી તેની યાદગિરી લાંબો સમય જળવાઇ રહેશે નહિં એમ લાગવાથી તેણે અદ્‌ભુત કારીગરીવાળા સંગેમરમરની કબર બનાવરાવી હતી.

આગ્રેથી ૨૩ માઈલ ઉપર આવેલાં ફત્તેહપૂર સિક્રીનાં ખંડીએરો જોવાને નામદાર યુવરાજ અને યુવરાણી પધાર્યા. આ શહેરની આબાદી નામાંકિત પાદશાહ અકબરશાહને હાથે થઈ હતી અને પાણીની તંગીને લીધે જ આખરે આ શહેર તેમને છોડવું પડ્યું હતું. એમ કહેવાય છે કે અકબર બાદશાહને કંઈ પણ ફરજંદ નહોતું, તેથી મોટા પીરસાહેબ ચિસ્તીની આજ્ઞાથી આ શહેર તેમણે બંધાવ્યું હતું. અહિંના રાજમહેલનાં ખંડીએર, મસ્જીદો વિગેરે રમણીય શિલ્પકલાના નમૂના છે. આ બધાં કામ લાલ પથ્થરોનાં બાંધેલાં છે. દિલ્લીના કરતાં પણ ફત્તેહપૂર સિક્રી મોગલાઈની વધુ પ્રૌઢતા બતાવે છે.

ફત્તેહપૂર સિક્રીથી પાછાં ફરી આગ્રે થઈ તે નામદારો ગ્વાલિયર પધાર્યા. ગ્વાલિયરના મહારાજા સિંધીઆએ રાજવંશી સત્કાર કરવાને સર્વ વ્યવસ્થા પૂર ઠાઠમાઠથી કરી હતી. મોરારના સ્ટેશન ઉપર તેમને સત્કાર આપી રાજમહેલમાં લઈ જવાને માટે જે સરઘસ તૈયાર કરવામાં આવ્યું હતું, તે ખાસ નમૂનેદાર અને આ મુસાફરીમાં કોઈ પણ સ્થળે નહિં જોયેલું એવું હતું. તે માટે કિંમતી ઝુલો, ઘરેણાં, સોનારૂપાની અંબાડીઓ તથા સાંકળો સાથે રાજ્યના ૩૬ હાથીઓ શણગારવામાં આવ્યા હતા. તે ઉપર બેઠેલા મહાવતોનો સોનેરી પોષાક ઝળઝળી રહ્યો હતો. નામદાર જ્યૉર્જનો હાથી સોનાની અંબાડી, સોનેરી બખ્તર અને ડોકમાં સોનેરી સાંકળથી શણગારેલો હતો અને તેના કપાળમાં નામદાર પ્રિન્સ ઑફ

વેલ્સનો મુદ્રાલેખ ચીતરવામાં આવ્યો હતો. તેનો મહાવત સુંદર કિંમતી પોષાક પહેરી, શહામૃગનાં પીછાંવાળી ધ્વજા લઈ અંબાડીની બહાર બેઠો હતો. નામદાર યુવરાણી મેરીનો હાથી પણ તેટલા જ ભપકાથી શણગારેલો હતો. આવી રીતે સરઘસની બીજી બધી તૈયારીઓ પણ દમામદાર અને ભપકાભરી હતી. સિંધિયાના 'જયવિલાસ' મહેલની શોભા પણ તેવી જ રીતે અનુપમ રીતે કરવામાં આવેલી હતી. આ મહેલમાં નામદાર પાટવી કુંવરના માનમાં દરબાર ભરી તેમને નજરાણું ધરવામાં આવ્યું હતું.

તે પછી આસાએશ લઈ ગ્વાલીઅરના કિલ્લાની તળેટીમાં મર્હુમ મહારાણીશ્રીના સ્મરણાર્થે બંધાયલી બજાર તે નામદારે ખુલ્લી મુકી. વળી ગ્વાલિયરમાં સિંધિયાના ૭ હજાર લશ્કરીઓની કવાયદ નામદાર જ્યૉર્જે જોઈ. આ લશ્કરની સરદારી મહારાજા સિંધિયાએ પોતે લીધી હતી અને તે માટે તેઓ મોટા અરબી ઘોડા ઉપર સ્વાર થયા હતા. અહિંઆં જુનો કિલ્લો સર કરવાને ખોટી લડાઈ કરવામાં આવી હતી. તે પછી મહારાજાના જે દસ અમલદારોએ દક્ષિણ આફ્રિકામાં બ્રિટિશ રાજ્યની સારી સેવા બજાવી હતી, તેમને નામદાર જ્યૉર્જે ચાંદો અર્પણ કર્યો. નામદાર જ્યૉર્જે શિકારની પણ મઝા ચાખી. આ શિકારમાં તેમને અતિશય પ્રિય એવો વાઘનો શિકાર પણ કરવાનો લાભ મળ્યો.

ગ્વાલિયરના મહારાજા બ્રિટિશ રાજ્યના ખેરખાહ ગણાય છે. તેમની રાજનિષ્ઠાના બદલામાં તેમને **જી. સી. એસ. આઇ.** અને **જી. સી. વી. ઓ.**ના ખિતાબો ધારણ કરવાનું માન મળેલું છે. તેઓ મર્હુમ રાજા સપ્તમ એડવર્ડના **એ. ડી. સી.** પણ હતા. દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલની લડાઈમાં પણ ઘણી કિંમતી મદદ તેમણે આપી હતી. આવા બ્રિટિશ રાજ્યના સ્તંભરૂપ રાજાની, નાતાલના પવિત્ર તહેવારોમાં મહેમાનગિરી ચાખીને બાદશાહી જોડું લખનૌ ઉપડ્યું.

સત્તાવનના બળવામાં દિલ્હીથી ઉતરતો બ્રિટિશ રાજ્યનો મરતબો સાચવવાનો ભાગ લખનૌએ સારી રીતે પરાક્રમ બતાવીને ભજવ્યો હતો. અહિંઆં મરણ પામેલા યોદ્ધાઓના સ્મરણસ્તંભો જોવાના ખાસ ઉદ્દેશથી જ નામદાર જ્યૉર્જે લખનૌની મુલાકાત લીધી હતી. ત્યાંથી તે નામદારો કલકત્તે સિધાર્યા.



# પ્રકરણ અગીઆરમું.



## હિન્દુસ્તાનના મુખ્ય ભાગોની મુલાકાત.

"India is no mere dead weight tied on to the heels of the British Empire, but a Dominion, a Continent, an Empire rich in its own personality."

ભાવાર્થ:—હિન્દુસ્તાન એ કાંઈ બ્રિટિશ સામ્રાજ્યના પગે બાંધેલા કેવળ ખાલી વજન જેવો દેશ નથી, પરંતુ તે એક રાજ્યપ્રદેશ, એક ખંડ, પોતાની વ્યક્તિ પ્રતિભામાં સમૃદ્ધ એક શહેનશાહત છે.

હિન્દના મુસલમાન બાદશાહોના રાજ્યકાલમાં રાજધાનીનો જે પ્રથમ દરજ્જો દિલ્હી શહેર ભોગવતું હતું, તેવો જ દરજ્જો ઇંગ્રેજોને હાથે સ્થપાયલું અને ખીલવણી પામેલું હાલનું પાયતખ્ત શહેર કલકત્તા ભોગવે છે. અહિં હિન્દુસ્તાનનો વાઇસરૉય-રાજપ્રતિનિધિ-અને ગવર્નર જનરલ-સર્વ ગવર્નરોનો ઉપરી-સમગ્ર હિન્દ ઉપર સર્વોપરી સત્તા ચલાવે છે. જો કે બ્રિટિશ સરકારે જુદા જુદા પ્રાંતોની સરકારના હાકેમોને રાજ્ય વહીવટના અંગની કેટલી એક સ્વતંત્ર સત્તા આપેલી છે, તથાપિ હિન્દુસ્તાન ઉપર કુલ સત્તા તો નામદાર વાઇસિરોયની જ ચાલે છે. નામદાર પાટવી કુંવર જ્યૉર્જ કલકત્તે સિધાર્યા, તે સમયે આવી કુલ સત્તા ભોગવનાર હિન્દુસ્તાનના દીલસોજ વાઇસિરોય લૉર્ડ મિન્ટો હતા.

રાજવંશી યુગલ હિન્દી શહેનશાહતના હાલના પાયતખ્ત કલકત્તા શહેરમાં આવી પહોંચ્યું, ત્યારે લૉર્ડ મિન્ટોએ તેમને આદરસત્કારનું માનપત્ર અર્પણ કર્યું. તેના ઉત્તરમાં નામદાર જ્યૉર્જે જણાવ્યું, કે:—

"In Calcutta's present prosperity and future growth I see the signs which I recognize every where in India of a union which, under God's providence, seems destined to endure."

ભાવાર્થ:—"કલકત્તાની વર્તમાન સમૃદ્ધિ અને ભવિષ્યની વૃદ્ધિમાં હું ઈશ્વરી સત્તાની રૂઈયે જે એકતા ચીરકાળ ટકી રહેવાને નિર્માયલી દેખાય

છે અને જેનાં ચિહ્નો મેં હિન્દમાં દરેક સ્થળે જોયાં છે, તે ચિહ્નો હું જોઉં છું."

ઉત્તર તરફની મુસાફરીમાં પાટવી કુંવરે હિન્દુસ્તાનના બચાવનાં લશ્કરી બાંધકામો, સરહદ ઉપરની સૈનિક વ્યવસ્થા, લશ્કરી કવાયદ અને લશ્કરી દમામ જોયો. હવે આ ભાગમાં એમને હિન્દુસ્તાનના રાજકારભારની બીજી મુલ્કી–તથા દિવાની બાજુ જોવાનો પ્રસંગ મળ્યો. અહિં તેમના માનમાં મુલ્કી ખાતાના અધિકારીઓ ( Civilians )નો મેળાવડો કરવામાં આવ્યો હતો. આ અધિકારીઓ સાથે પાટવી કુંવર જ્યૉર્જે હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોના અંદરના વહીવટ સંબંધી હકીકત પૂછી ઘણી માહિતી મેળવી લીધી.

અત્યાર સૂધીમાં મુસાફરીના થયેલા અનુભવથી તે નામદાર સંતોષકારક રીતે જોઇ શક્યા, કે બ્રિટિશ શહેનશાહતના પ્રત્યેક ભાગમાં સતત અને સત્વર પ્રગતિ કરવાના જે ઉચ્ચ ઉદ્દેશથી પોતે પ્રેરાયલા છે, તેવો જ ઉદ્દેશ હિન્દમાં પણ કાશ્મિરના બરફથી ઢંકાયલાં શિખરોથી આરંભી ઠેઠ દક્ષિણમાં સુકાઈ ગયેલાં મેદાનોની વચ્ચેના પ્રદેશમાં વસતા લોકોમાં પણ દષ્ટિગોચર થાય છે; અને બ્રિટિશ શહેનશાહત સાથે હિન્દની વિશેષ ગાઢ એકતા કરવાનો પ્રયત્ન કાંઈ ખ્યાલી સ્વપ્ન નથી પણ એ ભવિષ્યમાં દષ્ટિગોચર થઈ શકે એવું એક કાર્ય છે.

અહિં કલકત્તામાં તેમણે ટિબેટના રાજ્યકર્ત્તા અને ધર્મગુરૂ તાસીલામા, ભૂતાનના રાજ્યકર્ત્તા ટૉંગ્સાપેનલોપ અને સીક્રીમનાં મહારાણીની મુલાકાત લીધી. રાવળપિંડી ખાતે તાસીલામાએ તેમની પહેલી મુલાકાત લીધી હતી; પરન્તુ તે રીતસરની નહીં હોવાથી ઘણી જ સાદી હતી. કલકત્તામાં તેમની આ પ્રસંગની મુલાકાત રીતસરની હોવાથી ચીનાઈ ઠાઠમાઠસાથે તેઓ આવ્યા હતા. તાસીલામા બુદ્ધદેવના નવા અવતાર મનાય છે અને જ્યારે તેઓ નામદાર રાજકુંવર આગળ રજુ થયા ત્યારે તેવાજ દરજ્જાનું માનપાન તેમને આપવામાં આવ્યું. તેમની આ મુલાકાત વખતે ભૂતાનીઓ, સીક્રીમીઓ અને ટિબેટવાસીઓ પૂર બહારમાં હાજર થયા હતા. તેમાં ટિબેટવાસીઓ સર્વથી તદ્દન જુદા પડતા હતા. તેઓ પહેલ વહેલા જ કલકત્તે આવ્યા હતા. તેમના પગ ઉઘાડા હતા અને તેમનો દેખાવ કદાવર, બિહામણો અને વિકાળ હતો. તેઓ સર્વે ચીનાઈ રિવાજ પ્રમાણે એક સરઘસના આકારમાં ગોઠવાયા હતા અને તેમની વચ્ચે તાસીલામા સરકારી ગાડીમાં બેઠા હતા. ગાડી આગળના ટિબેટનો

પીળા ઝભ્ભા પહેરી ગુચ્છાદાર વાળવાળાં ટટ્ટુઓ ઉપર સ્વાર થયા હતા. સરઘસને મોખરે શરણાઈ અને નગારાવાળા ચાલતા હતા.

સરકારી મહેલમાં તાસીલામા પહોંચતાં નામદાર પાટવી કુંવરે હાથ મેળાવી પોતાની પાસેના સિંહાસન ઉપર તેમને બેસાડ્યા. દુભાષિયા મારફત વાત થયા પછી તેમણે હાથીદાંતની મુઠવાળું એક સુન્દર ખંજર નામદાર જ્યૉર્જને અર્પણ કર્યું. નઝરાણાનું કાર્ય સમાપ્ત થતાં અત્તર અને પાનને બદલે ચીનાઈ રિવાજ મુજબ ચહાના પ્યાલા ધરવામાં આવ્યા. આ સર્વ કાર્ય ચાલતું હતું તે દરમિયાન ચોબદારો તાસીલામાને ચમ્મર કરતા હતા અને તેઓ વચમાં વચમાં મન્દ મન્દ હસતા હતા. ત્યાંથી તાવદાનમાં બેશી વિદાય થતી વખત તેમનો દેખાવ ઘણો જ ધાર્મિક અને ઠાઠમાઠ ભર્યો જણાતો હતો. નામદાર યુવરાણી મેરી અને લેડી મિન્ટો મહેલના ઝરૂખામાંથી આ સર્વ જોતાં હતાં.

એક પાસ જેમ રાજ્યના વડાઓની સાથે આમ મુલાકાત કરવામાં આવી, તેમ બીજી પાસ લોક તરફના સત્કારના મેળાવડામાં ભાગ લેવાને તે નામદાર ચુક્યા નહિ. નામદાર યુવરાણી મેરીના માનમાં આગેવાન બંગાળી બાનુઓએ એક દબદબા ભર્યો મેળાવડો કર્યો અને તમામ સ્ત્રીઓ તરફથી તેમને હીરાનો હાર અર્પણ કરવામાં આવ્યો. સ્ત્રીઓના આવા લાગણી ભર્યા સત્કારને માન આપીને રૂઢી મુજબ અર્પણ થયલો હાર હાથમાં લઈ બીજે હાથે પોતાનાં માણસોના હાથમાં સોંપી દેવાને બદલે ભર સભા વચ્ચે નામદાર મેરીએ તેને પોતાની કોટમાં પહેર્યો. તેમના આવા લાગણી ભર્યા સત્કારથી ભેટ આપનારી બાનુઓ ઘણી પ્રસન્ન થઈ. નામદાર મેરીને આ સુંદર ભેટ ઘણી જ ગમી હતી.

વળી કલકત્તાના મેદાનમાં લોકો તરફથી એક મોટો મેળો ભરવામાં આવ્યો હતો. આ મેળામાં ઉભા કરેલા શમિયાનામાં હિન્દુઓના જીવનનો ચિતાર આપવાને ઘણી જ સુશોભિત ગોઠવણી કરવામાં આવી હતી. હિન્દી મંદીરની આકૃતિઓ યોગ્ય સ્થાને મુકાઈ હતી અને તંબુ ઉપર સોનેરી કપડું જડી લેવામાં આવ્યું હતું. આ મેળામાં ભાગ લેવાને નામદાર યુવરાજ અને યુવરાણી પધાર્યાં, ત્યારે બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર કરીને પૂજનવિધિ કરાવ્યો અને સોનાના થાળમાં નાળીએર ચંદન પુષ્પ વિગેરે સન્માન અર્થે તેમની સન્મુખ ધરવામાં આવ્યાં. રાજ્યભક્તિ પ્રદર્શિત કરાવનારી આ પૂર્વેની ક્રિયા જોઈને તેઓ ઘણાં પ્રસન્ન થયાં. આ ક્રિયા થઈ રહેતાં ગાયન સાથે લામાઓનો નાચ કરાવવામાં આવ્યો. વળી તે જ સ્થળે 'નગરસંકીર્તન' નામનો નાચ સીક્કીમીઓએ પણ પોતાના દેશની અનુસરતી રીતિએ કરી બતાવ્યો.

કલકત્તામાં નામદાર જ્યૉર્જને હાથે જે એક મોટામાં મોટું કામ થયું, તે મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆનું સ્મરણીય નામ કાયમ રાખવા સારૂ જે ભવ્ય હૉલ (Victoria Memorial Hall) બાંધવામાં આવ્યો છે, તેનો પાયો નાંખવા સંબંધી હતું. આ સ્મરણીય કાર્યને લગતો ઇતિહાસ જાણ્યા પછી નામદાર જ્યૉર્જે તેનો પાયો નાંખતી વખતે જે યાદગાર શબ્દો કહ્યા છે, તે હિન્દુસ્તાનની મુસાફરીથી તેમના મન ઉપર થયેલી અસરનો ચિતાર યથાર્થ રીતે રજુ કરે છે. તેમણે કહ્યું કેઃ—

"We are met to day to co-memorate a great sorrow and a great love. Every where the Princess of Wales and myself in our journey through this vast and varied land have had almost daily evidence of the manner in which India has returned the affection of her first Queen Empress.......To us this wonderful expression of gratitude bring natural pride and warm hopes. The Taj, which had delighted and facinated us by its beauty and story, can never be rivalled in its grace. But in generations to come this memorial to a great Queen whose sympathy conquered distance and space, may present the historian reflections as hallowed as those which are inspired by the Taj Mahál."

ભાવાર્થઃ—"આપણે આજે એક મહાન્ શોક અને મહાન્ પ્રેમનું સ્મરણચિહ્ન જાળવી રાખવાને મળ્યા છીએ. નામદાર યુવરાણી અને મેં આ વિશાળ તથા ભિન્ન પરિસ્થિતિવાળા દેશની અમારી મુસાફરીમાં, હિન્દી પ્રજાએ પોતાની પહેલી શહેનશાહ રાણી તરફ જે વિશાળ રીતિએ પ્રેમનો પ્રતિઉદ્ગાર કાઢ્યો છે, તેનો પુરાવો લગભગ દરરોજ અમને મળતો રહેલો છે.........આભારનો આવો આશ્ચર્યકારક ઉદ્ગાર અમારામાં સ્વાભાવિક અભિમાન અને અસરકારક આશાઓ ઉત્પન્ન કરે છે. પોતાની સુન્દરતા અને પોતાના ઇતિહાસથી જે 'તાજમહાલે' અમને પ્રસન્ન તથા મોહિત કર્યા છે, તેની સુઘડ સુન્દરતાની કદી પણ હરીફાઈ થઈ શકે તેમ નથી. પરંતુ ભવિષ્યના જમાનાઓમાં, જેમના સમભાવે અંતર છતી લીધેલું છે એવાં મહારાણીશ્રીનું આ સ્મરણચિહ્ન ઇતિહાસકારને તાજમહાલના જેવા જ પવિત્ર વિચારોથી ઉત્તેજીત કરશે."

આ "હૉલ" બંધાઇને તૈયાર થયા પછી, તેને ખુલ્લો મુકવામાં આવતાં તે વખતે મર્હુમ મહારાણીને વાસ્તે નામદાર વાઈસરોયે નીચેના જે શબ્દો વાપર્યા હતા, તે વાસ્તવિક જ હતાઃ—

"This statue and this great hall were erected to the memory of the greatest and the best sovereign whom India has ever known. She lived far away over the seas but her heart was with her subjects in India—both of her own race and all others. She loved them both the same in her time and before it great men lived and great deeds were done. Here are their memorials. This is her monument."

ભાવાર્થઃ—"આ પુતળું અને આ મોટો હૉલ હિન્દે જોયેલાં સૌથી વિશેષ મોટાં અને ઉત્તમ શહેનશાહ રાણીના સ્મરણચિહ્ન તરીકે ઉભાં કરવામાં આવેલાં છે. તેઓ દરિયાપાર ઘણે દૂર રહેતાં હતાં, પરન્તુ તેમનું હૃદય હિન્દમાં વસતી પોતાની જાતની તેમ જ બીજી સઘળી પ્રજા તરફ દોરાયલું હતું. બન્નેને તેઓ સમાન રીતે ચહાતાં હતાં. તેમના અને તેમના પહેલાંના સમયમાં મહાન્ પુરૂષો થઈ ગયા છે અને મહાન્ કાર્યો થયેલાં છે. આ સર્વ તે સર્વનાં સ્મરણચિહ્નો છે. તેમાનું નામદાર મહારાણીનું આ એક સ્મરણચિહ્ન છે."

નામદાર જ્યૉર્જની આ મુલાકાતના માનમાં દરભંગાના મહારાજાએ કોઈ પણ ધર્માદાના કામમાં આપવાને એક લાખ રૂપિયાની નજર કરી હતી. તેમાંથી તે નામદારે ૯૦ હજાર રૂપિઆ કલકત્તાની વૈદક કૉલેજને અર્પણ કર્યા. કલકત્તાની યુનિવર્સિટીએ તેમને "ડૉક્ટર ઑફ લૉઝ"ની માનસૂચક પદવી આપી.

### બ્રહ્મદેશ.

બરાકપૂર ખાતે થોડોક સમય આસાયેશ લઈને પોતાની મનવાર "રીનાઉન"માં સ્વાર થઈને નામદાર જ્યૉર્જ બ્રહ્મદેશના મુખ્ય શહેર રંગુનમાં સિધાવ્યા. જવા આવવાનાં સાધનોની ખામીને લીધે નામદાર શહેનશાહ એડવર્ડ આ પ્રદેશના પ્રવાસનો લાભ લઈ શક્યા નહોતા. ઓગણીસમી સદીના અન્ત ભાગમાં બ્રિટિશ રાજ્યસત્તા હેઠળ બર્મા આવ્યા પછી રંગુન દ્વારા ચાલતો દરિયાઇ વહેપાર ઘણો જ વિશાળ રીતે વધી ગયો છે. ઠેઠ માંડલે સૂધી આગગાડી દોડે છે. આવી જાહોજલાલીએ પહોંચેલા બ્રહ્મ-

દેશના સાંપ્રત સમયના પાટનગર રંગુનમાં પહોંચતાં નામદાર જ્યૉર્જ અને નામદાર મેરીનો પૂર્ણભાવથી સત્કાર કરવામાં આવ્યો. શહેરમાં જુદી જુદી કોમોએ પોતાનાં જુદાં જુદાં ઐતિહાસિક આરકાંઓ અને મહેરાબો ઉભાં કર્યાં હતાં અને તે રાજનિષ્ઠા દર્શાવવામાં એક એકને ટપી જવાને મથન કરી રહી હતી,

રંગુનમાં બ્રહ્મદેશની સ્ત્રીઓ તરફથી નામદાર મેરીને માનપત્ર આપવામાં આવ્યું હતું. બ્રહ્મદેશની સ્ત્રીઓની સ્થિતિ હિન્દુસ્તાનની સ્ત્રીઓ કરતાં કાંઈક જુદા પ્રકારની છે. બ્રહ્મદેશની સ્ત્રીઓ અક્કલ હુશિયારી તથા મનના દૃઢપણા માટે સારી રીતે જાણીતી છે. તેઓ વેપાર ચલાવે છે; બજારમાં દુકાનો માંડે છે અને પોતાના ધણીને ડાંગરોનાં ખેતરોમાં મદદ કરે છે. સરકાર સાથે ધંધારોજગારના કરારો પણ તેઓ કરે છે અને વિશેષ ઉંચી કેળવણી મેળવવાના સઘળા પ્રસંગોનો આતુરતાથી લાભ લે છે. જે લોકોને એ દેશનો અનુભવ છે, તેમના જણાવ્યા પ્રમાણે બ્રહ્મદેશના પુરૂષો કરતાં ત્યાંની સ્ત્રીઓ ધર્મ તરફ કાંઇક ઓછું લક્ષ આપે છે. સ્ત્રીઓ જેમ વેપાર રોજગાર તરફ વળેલી છે, તેમ પુરૂષો ઘણી ભાવિક બુદ્ધિથી બુદ્ધધર્મ પાળે છે.

બ્રહ્મદેશમાં બુદ્ધધર્મ પ્રધાનપણે ચાલે છે. અહિંઆ જોવા લાયક મોટાં સ્થળોમાં બુદ્ધધર્મનાં પેગોડાના નામથી પંકાતાં મંદીરો સૌથી વિશેષ મુખ્ય છે. રંગુનનું સુવર્ણમંદીર સમગ્ર બ્રહ્મદેશમાં સૌથી સરસ અને મોટું ગણાય છે. લોકકથા અનુસાર તે બુદ્ધદેવના ૮ વાળ ઉપર ઉભું થયેલું છે. તેનો ઘાટ અને બાંધણી ઘંટના આકારની છે. એમ કહેવાય છે, કે તેની ટોચે વાઘ ચઢી જાય છે. તેની આસપાસ નાનાં નાનાં મંદીરો આવેલાં છે. પેગોડાની કારીગરી, કોતરકામ અને દેખાવ જોવા જેવાં છે. સ્થળે સ્થળે બુદ્ધદેવની સંખ્યાબંધ મૂર્તિઓ જોવામાં આવે છે. તેમની આગળ મીણબત્તીઓ અને ધૂપશળીઓ નિરંતર સળગતી જ રહે છે. મુખ્ય મંદીરમાં માથાં મુંડાવેલા ૧૦૦ સાધુઓ અને ૧૦૦ સેવિકાઓ રહે છે. સને ૧૮૫૨ માં જ્યારે બ્રહ્મદેશ સાથે લડાઈ થઈ ત્યારે ઈંગ્રેજ સરકાર તરફથી આ શહેરને ઘેરો ઘાલવામાં આવ્યો હતો અને આ મંદીર ઉપર જ પહેલો હુમલો લઈ જવામાં આવ્યો હતો. નામદાર પાટવી કુંવરે આ મુખ્ય મંદીરની મુલાકાત લીધી, ત્યારે તે સંબંધી તથા બીજી કેટલીક જાણવાજોગ ઐતિહાસિક વિગતો તેમને જણાવવામાં આવી હતી.

બ્રહ્મદેશમાં આ સિવાય જોવા લાયક લાકડાં ઉંચકતા હાથીઓ છે. આ હાથીઓ માણુસના જેટલી સમજથી સાગનાં મોટાં મોટાં પાટડાંઓ

પોતાની સૂંઢોથી ઉપાડી હારબંધ ગોઠવે છે તથા જંગલો સાફ કરવાના કામમાં સારી રીતે મદદગાર થઈ પડે છે. આ સર્વ પણ તેમણે જોયું. વળી તેમના માનમાં બર્મી ઢબનો નાચ પણ કરાવવામાં આવ્યો. તે નાચમાં પુરૂષોએ કાળી સુરવાળો, સફેદ બદનો તથા માથે વિચિત્ર પાઘડીઓ પહેરી હતી. તેઓ શરણાઈ અને વાંસની ચિપાટોનાં વાજીંત્ર વગાડતા હતા. તેમનો આ નાચ કરૂણારસથી ભરપૂર હતો.

રંગુનથી, બ્રહ્મદેશના શિકારોમાં વખણાતો બતકોનો શિકાર કરવાને તે નામદાર આરાકાન ઉપડી ગયા. અહિંઆ સીરગોન આદિ બીજા કેટલાક પેગોડાઓ નિહાળીને અને તયારીના ગવૈયાઓ અને નાચનારીઓના નાચ જોઈ બન્ને નામદારો પ્રસન્ન થયાં. શિકાર વિગેરે કરીને તે નામદાર રંગુન પધાર્યાં ને ત્યાંથી મદ્રાસ જવાને ઉપડ્યા.

## મદ્રાસ.

બાદશાહી રસાલો મદ્રાસ આવી પહોંચતાં, ગવર્નર લૉર્ડ ઍમ્પ્ટહીલે તેમનો સારો સત્કાર કર્યો. અહિં તેમણે કોચીન તથા પુદુકોટાના રાજાઓ તથા બીજા નાના મોટા રાજવંશીઓને મુલાકાત આપી. અહિં પણ રિવાજ મુજબ માનના મેળાવડાઓ વિગેરે થયા. તેમાં જાણવા જેવા બે મેળાવડાઓ છે. અહિંના જંગલી ખોંડ નામના લોકો જેઓ મદ્રાસના દૂર ભાગમાં રહે છે, તેમનો નાચ ખાસ કરીને કરાવવામાં આવ્યો હતો. એ લોકો અગાઉ મનુષ્યવધ કરી દેવીઓને બલીદાન આપતા હતા તથા બીજા કેટલાક ઘાતકી રિવાજ પાળતા હતા. લૉર્ડ વિલિયમ બેન્ટીકના સમયથી જોકે આ ઘાતકી રિવાજ બંધ થયો છે તો પણ તેમની જંગલી સ્થિતિ સુધરી નથી. મદ્રાસમાં બીજો જે એક મેળાવડો કરવામાં આવ્યો, તે કળાભવન ઉઘાડવાના સંબન્ધમાં હતો. વળી તે નામદારના માનમાં મદ્રાસ નજીકના એક પરાને "જ્યૉર્જ ટાઉન"નું નામ આપવામાં આવ્યું. મદ્રાસની મુસાફરી આ પ્રમાણે પૂરી કરી તેઓ મહિસૂર તરફ સિધાર્યાં.

## મહિસૂર.

મહિસૂર રાજવંશી સ્વારી આવી પહોંચતાં અહિંના સ્વરાજ્ય ભોગવતા હિંદુ રાજાએ હિન્દુઓની નામાંકિત થયેલી આતિથ્ય સત્કારની રીતિ અનુસાર નામદાર યુવરાજને અને રાણીને આવકાર આપવામાં કાંઈ પણ મણા રાખી નહિ. મહિસૂરનો રાજ્યઅમલ ઈંગ્રેજી રાજ્યને શોભા આપે એવો ચાલે છે. અઢારમા સૈકામાં હૈદરઅલી અને તેના પુત્ર ટીપુસુલ્તાને હિન્દુ રાજા પાસેથી મહિસૂરનો રાજ્ય અમલ પોતાના હાથમાં લઈ બ્રિટિશ

રાજ્ય સામે બાથ ભીડી હતી. પરન્તુ શ્રીરંગાપટ્ટનના યુદ્ધમાં ટીપુસુલ્તાનનો અન્ત આણી ઈંગ્રેજ સરકારે મહિસૂરનું રાજ્ય ખાલસા કરી દેવાને બદલે અસલી હિંદુ રાજ્ય કુટુંબના અને હાલના રાજાના પૂર્વજને સોંપી દીધું હતું. મહિસૂરનો પહેલો મહારાજા સગીર હોવાથી ઈંગ્રેજી રાજ્ય તરફથી તે ઉપર વહિવટ ચાલતો હતો તેથી આ રાજ્યમાં ઘણાજ સારા સુધારા દાખલ થયેલા છે અને હાલના રાજાના રક્ષણ હેઠળ આ રાજ્યે ઘણી જ પ્રગતિ કરેલી છે. આ રાજ્યમાં વિજ્ઞાનશાસ્ત્રને ( સાયન્સ ) આગળ વધારવાને માટે મોટા પાયા ઉપર સારી ગોઠવણો કરેલી છે અને બેંગ્લોરમાં તાતાનું શોધખોળનું ખાતું "રિસર્ચ ઈન્સ્ટીટ્યુટ" પણ સ્થપાયલું છે.

મહિસૂરનાં જંગલોમાંથી હાથીઓને પકડવાની રીતિઓ બતાવવા સારૂ બેંગ્લોરની પાસેના ખરાપૂરના જંગલમાં ગોઠવણો કરવામાં આવી હતી અને તે જોઈને રાજવંશી યુગલ પ્રસન્ન થયું હતું.

## હૈદ્રાબાદ.

બેંગ્લોરથી બાદશાહી રસાલો નિઝામની રાજધાની હૈદ્રાબાદમાં આવી પહોંચ્યો. પ્રાચીન મોગલાઈના અવશેષનું ભાન નિઝામનું રાજ્ય હજી પણ કરાવે છે. આ સમયે મીર મહબૂબ અલીખાન તખ્તપર હતા. આ રાજની પ્રજાનો સેંકડે ૮૦ ટકા જેટલો ભાગ હિન્દુ લોકોનો છે તથાપિ નિઝામ એવી કુનેહ અને દક્ષતાથી રાજ્ય ચલાવે છે, કે ધર્મ કે વર્ણભેદ સંબંધી કોઈની પણ લાગણી દુખાતી નથી અને રાજકાજમાં સર્વને તેમની શક્તિ અનુસાર યોગ્ય રીતે ભાગ લેવા દેવામાં આવે છે. મુસલમાનોની અમીરી રીત અનુસાર નિઝામે આ રાજવંશી પરોણાઓનો આદરસત્કાર કરવાની મોટા પાયા ઉપર તૈયારીઓ કરી રાખી હતી અને તે નામદારો રાજ્યમાં આવી પહોંચતાં તેમનો પૂર ઠાઠમાઠથી સત્કાર કરવામાં આવ્યો હતો; પરન્તુ કમનસીબે નિઝામની વડી શાહઝાદી, કે જે ૨૦ કે ૨૨ વર્ષની ઉમ્મરની હતી અને જે ક્ષયરોગથી પીડાતી હતી તેની તબીઅત એકાએક વિશેષ બગડી આવી અને જે વખતે સિકન્દ્રાબાદમાં ભારે લશ્કરી કવાયદ થતી હતી, તે સમયે તેના મરણના માઠા સમાચાર આવી પહોંચ્યા.

અત્યાર સુધી હિન્દીવાનની મેમાનગિરી કરવાની સ્વાભાવિક ઉલટને લીધે નિઝામે તેના મંદવાડથી કોઈ પણ પ્રકારની મનની અશાન્તિ બતાવી ન હતી, પરન્તુ આ ગમખાર બનાવ બન્યો એટલે નામદાર યુવરાજ અને યુવરાણીએ શોક છુપાવવાની પૂર્વની સ્વાભાવિક ગણાતી અનુપમ સભ્યતા છોડી દેવાનો તેમને ખાસ આગ્રહ કર્યો અને તેમની હાજરી

શિવાય વિશેષ શાન્ત રીતે સર્વ ગોઠવણો અમલમાં ચાલુ રાખવાની ઇચ્છા દઢપણે દર્શાવી. નામદાર યુવરાજે હૈદ્રાબાદનાં જંગલોમાં કેટલાક શિકારો કર્યા. આ શિકારોમાં તેમણે ચાર મોટા વાઘ અને એક ચિત્તાને માર્યા. તેમ એક વિકાળ વાઘણને નિપુણતાથી વિંધી નાંખી.

આ દરમિયાન નામદાર યુવરાણીએ વિક્ટોરીઆ જનાના દવાખાનું આદિ કેટલાંક લોકોપયોગી ખાતાં જોયાં. નિઝામના કુટુંબમાં ગમખાર બનાવ બનવાને લીધે પાટવી કુંવરે બીજા કેટલાક મેળાવડાઓ બંધ કરાવ્યા. ઇલોરા અને દૌલતાબાદની ગુફાઓની મુલાકાત લેવાનો વિચાર પણ માંડી વાળવામાં આવ્યો અને ત્યાંથી બાદશાહી રસાલો કવેટા જવાને નીકળ્યો.

## કાશી.

રસ્તામાં હિન્દના પવિત્ર શહેર કાશી બનારસ જવાની ગોઠવણ થઈ. માર્ગમાં આગગાડી મધ્ય હિંદના દુકાળવાળા પ્રદેશમાં થઈને પસાર થઈ હતી. આથી લોકની સ્થિતિ જોવાને નામદાર જ્યૉર્જે અહમદનગર ખાતે થોડોક વિસામો લીધો. લોકની સ્થિતિથી માહિતગાર થઈને તેઓ તા. ૧૮ મી ફેબ્રુઆરીએ કાશી આવી પહોંચ્યા. અહિં નામદાર યુવરાજ અને નામદાર યુવરાણીને હાથીઉપર પધરાવી, કાશી શહેરમાં ફેરવવામાં આવ્યાં. બીજે દિવસે નંદેસરના મહેલમાંથી નીકળી ગંગા નદીના ઘાટ ઉપર તેઓ સિધાર્યા અને હોડીમાં બેસી ગંગાજીની મઝા જોઈ. તેમણે બનારસમાં "સેંટ્રલ હિન્દુ કૉલેજની" મુલાકાત લીધી અને ત્યાં વિદુષી બાઈ એની બિસાન્ટે તેમનો સારો સત્કાર કર્યો. વળી તેમણે બનારસના કારીગરીવાળા ઉદ્યોગોની નિરીક્ષા કરી; અને તેના પૂર્વના તથા સાંપ્રત સમયના ઐતિહાસિક તથા ઔદ્યોગિક પ્રસંગોથી વાકેફ થયાં. અહિં તેમણે બનારસી વાસણો, શેલાં, પિતાંબરો વિગેરે જોઈને તેમની પ્રશંસા કરી. વળી રામનગર ખાતે રજપૂતોની તવારીખ દર્શાવનારા મુકનાટક "ટેબ્લો"ની મઝા લીધી.

મૂળની કાર્યવાહી પ્રમાણે શિકારની સહેલગાહ માટે નેપાળ સિધારવાની ગોઠવણ થયેલી હતી; પરન્તુ ત્યાં એકદમ કોલેરા ફાટી નીકળવાના સમાચાર મળવાથી નેપાળ જવાનું મુલતવી રાખવામાં આવ્યું; અને નક્કી કરેલો કાર્યક્રમ ફેરવવો પડ્યો. આથી એક પખવાડીઉં પોતાના મિત્ર મહારાજા સિંધીઆના રાજ્યમાં ગાળવાનું અને ત્યાંનાં જંગલોમાં નમૂનેદાર શિકાર કરવાનું ઠર્યું. તે દરમિયાન નામદાર યુવરાણીએ લખનૌ, આગ્રા અને ડેરાડુનની મુસાફરી કરી.

ગ્વાલિયરની આ બીજી મુસાફરીમાં નામદાર યુવરાજે દુકાળને

અંગે મહારાજા સિંધીયા તરફથી બાંધવામાં આવેલાં બાંધકામો જોયાં અને લોકોની હાડમારીનો અંગત અનુભવ મેળવ્યો. શિકાર કરવામાંથી ફારક થતાં તેમણે સૈયદ અહમદે સ્થાપેલી "અલીગઢ કૉલેજ"ની મુલાકાત લીધી અને ત્યાંથી ઉપડી તા. ૧૧ મી માર્ચે તે નામદાર ક્વેટા આવી પહોંચ્યા.

### ક્વેટા.

ક્વેટામાં બલુચિસ્તાનના અમીરે અને લાસબેલાના જામે તેમનો સારો આદરસત્કાર કર્યો. ઝરમર ઝરમર વરસાદ પડવાથી અહિંની ટેકરીઓનો દેખાવ તે સમયે ઘણો મનોરંજક થઈ પડ્યો હતો. ખૈબર પાસથી બીજે દરજ્જે બલુચિસ્તાનનો બોલન પાસ હિન્દનું દ્વાર ગણાય છે. તે ક્વેટાથી ૮ માઈલ ઉપર આવેલો છે. આગગાડીમાં બેસી નામદાર રાજવંશી યુગલે એ પહાડી પ્રદેશની મુલાકાત લીધી અને ત્યાંથી તેઓ ચમનની મુલાકાતે સિધાર્યાં. ત્યાં ટેકરીઓ તથા બીજી લશ્કરી વ્યવસ્થાઓ જોઈને ત્યાંથી ક્વેટા પાછાં ફરી તેઓ કરાચી ઉપડ્યાં.

### કરાચી.

કરાચીમાંથી નામદાર યુવરાજ અને યુવરાણી વિદાય થવાનાં હોવાથી વિદાયગીરીને માટે ભારે ધામધૂમ સાથે ગોઠવણો કરવામાં આવી હતી. મુંબાઈના ગવર્નર લૉર્ડ લેમિંગ્ટન, હિન્દી સરકારના સનંદી તથા લશ્કરી અમલદારો, જયપુરના મહારાજા, ગ્વાલિયરના સિન્ધિયા, ઇડરના મહારાજા કર્નલ સર પ્રતાપસિંહ વિગેરે અહિં પધાર્યા હતા. કરાચીમાંથી વિદાય થતાં પહેલાં તેમણે મર્હુમ મહારાણી શ્રીવિક્ટોરીઆના માનમાં ઉભું કરવામાં આવેલું આરસપહાણનું પુતળું ખુલ્લું મુકયું.

નામદાર યુવરાજ અને યુવરાણીની સિન્ધની મુલાકાતની યાદગિરીમાં સિન્ધુ નદી અને તેની ભરતીનું પાણી મેળવતા વિસ્તારના લોકોને પાણીના વેરાના સંબંધમાં કેટલીક છુટ આપવામાં આવી અને પ્રવાસની સમાપ્તિમાં કેટલાક સરકારી નોકરોને ખંતથી સેવા ઉઠાવવા બદલ ખિતાબો ઈનાયત કર્યા.

### હિન્દના પ્રવાસનો ઉપસંહાર.

છેવટે કરાચી મ્યુનિસિપાલિટીનું માનપત્ર સ્વીકારી હિન્દની મુસાફરી પૂરી થતી હોવાથી, પોતાના આ પ્રવાસ દરમિયાન પોતાને હિન્દી પ્રજાના થયેલા અનુભવનો એક છટાદાર ચિતાર નામદાર જ્યૉર્જે ભાષણદ્વારા આપ્યો. તેનો ખાસ અગત્યનો કેટલોક ભાગ નીચે આપેલો છેઃ—

"ઈશ્વરી કૃપાથી અમે અમારો હિન્દનો પ્રવાસ પૂરો કર્યાના સંબંધમાં તમારા છેવટના શબ્દો માટે અમે અને તમે બન્ને ઈશ્વરના સૌથી વિશેષ આભારી છીએ. પણ હવે અમારો હિન્દનો પ્રવાસ પૂરો થયો છે. હું

તમને અને આ મોટા તથા અદ્દભુત દેશવાસી મારા સઘળા મિત્રોને ખાત્રીથી કહું છું, કે સ્નેહ અને આભારની લાગણીથી હું હિન્દનો કિનારો છોડી જાઉં છું. અમે હિન્દ જોયું છે, અને તેના સંબંધી સર્વ જાણી લીધું છે. હિન્દનું ખરેખરૂં જીવંત ચિત્ર અમારી આગળ ખડું થાય, અમે તેને ફરીથી જોઈએ, એવી અમને ઇચ્છા થાય, તથા અમારા હૃદયમાં દરેકે દરેક ધર્મ અને કોમની હિન્દી પ્રજા સંબંધી દિલસોજીની લાગણી થાય, તે પુરતું અમે સઘળું જોયું છે.

"દરેકે દરેક જગાએ જો કે અમને ભપકાદાર અને ઉજ્જવલ આવકાર મળ્યો છે, આનંદી અને સુખી ચહેરાવાળા હજારો લોકોએ અમને વધાવી લીધાં છે તથાપિ ખેતરો અને મેદાનોને તાવી નાંખે એવા વાતાવરણમાં સખ્ત જીવન ગાળનારાં માણસો હિન્દમાં છે, એ વાત અમે વિસરી ગયાં નથી, અને દેશમાં ઋતુસર પુરતો વરસાદ નહિં આવતાં સખ્ત મજૂરી કરનારા જવાન ખેડૂતોને શાં શાં સંકટો સહેવાં પડેછે, તે સારી રીતે અમે જાણીએ છીએ. હિન્દનો પ્રવાસ કરવાની અમને રજા મળી, તે માટે અમે બન્ને અન્તઃકરણથી પ્રભુનાં આભારી છીએ, અને અમારા ઉપર તેથી એવી અસરો થઈ છે, કે જેથી ભવિષ્યના અનુભવ અને અભ્યાસ સાથે બ્રિટિશ રાજવહિવટના પ્રશ્નો સમજવાને અમે શક્તિવાન થઈશું; કારણ કે હિન્દના સાદામાં સાદા પ્રશ્નો ઉપર પણ વિચાર કરવા સારૂ આ મોટા ખંડની અમારી મુલાકાતથી સર્વ કોઈને લાભ થવો જ જોઇએ.

"હિન્દના સઘળા ભાગોની અમારી મુસાફરી અતિશય સુખમય અને આનન્દ આપનારી નીવડી છે. સર્વ વર્ગના લોકોએ જે સ્નેહ અને શુભ ઇચ્છા દર્શાવ્યાં છે, તે માટે તેમનાં અમે આભારી છીએ. હિન્દમાં અમે પ્રથમ પગ મૂક્યો, ત્યારથી રાજ્યતરફની રાજ્યનિષ્ઠા અને શહેનશાહની જાતપ્રતિની રાજભક્તિની લાગણી જે સર્વત્ર હિન્દમાં બતાવવામાં આવી છે, તેથી અમારા અંતઃકરણ ઉપર ઉંડી અસર થઈ છે. સોળ વર્ષ ઉપર અત્રે આવેલા મારા મોટા ભાઈ તરફ જે સ્નેહની લાગણી તમારા હૃદયમાં હજી સૂધી જળવાઈ રહેલી છે, તે લાગણીના પ્રદર્શનથી પણ અમારાં અંતઃકરણ ઉપર સારી અસર થઈ છે. હિન્દને છેલ્લી સલામ કરતાં અમે સત્તતાથી કહીશું, કે અમારો પ્રવાસ અખંડ અને અખુટ, સુખી અને અતિ શિક્ષણીય અનુભવોથી ભરપૂર નીવડ્યો છે."

## વાઇસરોય લૉર્ડ મિન્ટો ઉપર સંદેશો.

હિન્દનો કિનારો છોડતાં નામદાર વાઈસરોય લૉર્ડ મિન્ટો ઉપર

નામદાર યુંવરાજે જે છેલ્લો સંદેશો મોકલ્યો હતો, તેમાંનો જાણુવા જેવો ભાગ નીચે પ્રમાણે છેઃ—

"It is with much regret that the Princess of Wales and I leave India to-day. From time to time in my speeches, or in letters to various local authorities I have endeavoured to express our sincere gratitude for all the labour and affectionate good will which have been so freely bestowed upon us by all classes. I hope that these expressions of appreciation made while the events were fresh will have assured our most kind hosts in various parts of India that their reception and welcome had given us intense pleasure and satisfaction; but now that we are leaving the shores of this great Empire I wish to assure you that the arrangements made by the various dapartments, both of the Government, and of the local authorities, have been in every way admirably planned, and successfully carried out.

"In the first place I desire to express my gratitude for all the pains devoted to what has proved to be an excellent and successful programme for our stay in India. I was especially delighted to have had an opportunity of visiting several of the great Indian Princes, and of becoming personally acquainted with the other Ruling Chiefs, whose capitals we were unable to visit. I have thus gained some insight into the administration of their respective States. I am deeply grateful for their generous hospitality and their marked courtesy to us; but I was still more impressed by their sincere expressions of loyalty to the Throne and of personal affection to the King-Emperor.

"I also had the opportunity of inspecting famine Camp, in which I was deeply interested. Everything

that I saw convinced me of the earnest endeavours made to save life and to mitigate the sufferings of those who were compelled to seek refuge in the camp.

......At Lahore and in those Native States which we visited, I had opportunities of seeing the Imperial Service Troops, and I was struck with their workmanlike appearance and quickness on parade. I am sure that you will appreciate the action of those Princes who have consented to reduce the member of their local troops in order to contribute to the defences of the Country a military force of greater efficiency and more adequately equipped. I have no doubt that as time goes on and their circumstances permit, other Indian Princes will adopt a similar policy.

We shall never forget the affectionate greetings of India and Burma. Everywhere we found the same loyal devotion to my dear father and the same kind and enthusiastic welcome to ourselves. So long as we live we shall remember India with feelings of warm gratitude and sympathy. I hope that this visit which has involved so much labour and anxiety on Government will, under God's providence, be fraught with benifit to India. We wish you and all who are in authority under you God-Speed in your great work. We wish for the Indian People immunity from famine and pestilence, steady progress in agriculture and industries, and a safe and natural advance in social conditions.

ભાવાર્થઃ—નામદાર યુવરાણી અને હું ઘણા જ ખેદ સાથે આજે હિન્દ છોડીએ છીએ. જુદા જુદા સ્થાનિક સત્તાધારીઓ ઉપરના મારા કાગળોમાં તથા મારાં ભાષણોમાં વખતોવખત મેં સર્વ વર્ગો તરફથી અમારા તરફ આટલી બધી છૂટથી જે સઘળી માયાળુ લાગણી દર્શાવવામાં આવી હતી તે માટે, તથા તેમણે ઉઠાવેલા શ્રમ માટે અમે અન્તઃકરણપૂર્વક આભાર દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે. હું આશા રાખું છું કે એ પ્રસંગો

તાજા હતા, ત્યારે પ્રશંસાના કાઢેલા મારા એ ઉદ્દગારોએ હિન્દના જુદા જુદા ભાગોના અમારા અતિશય માયાળુ મહેમાનદારોની એટલી ખાત્રી કરાવી હશે, કે તેમના આદરસત્કાર અને આવકારથી અમને ઘણી જ પ્રસન્નતા અને સંતોષ મળ્યાં છે; પરન્તુ હવે અમે આ મહાન્ શહેનશાહતના કિનારાઓ છોડી જઈએ છીએ, તેથી સરકારી જુદાં જુદાં ખાતાં અને સ્થાનિક સત્તાધારીઓની ખાત્રી કરી આપવાની મારી ઇચ્છા છે, કે તેમની સર્વ ગોઠવણો હરેક રીતે પ્રશંસાપૂર્વક યોજાયલી હતી અને તે સફળતાથી પાર પડી છે.

હિન્દના મોટા રાજાઓની મુલાકાત લેવાને તથા જેમની રાજધાનીઓ જોવાને અમે અસમર્થ હતાં તેમની અંગત ઓળખાણ કરવાને મળેલા પ્રસંગથી હું ખાસ કરીને પ્રસન્ન થયો છું. આ રીતે મેં તેમના રાજ્યોના વહિવટના સંબંધમાં કેટલીક આંતરિક માહિતી મેળવી છે. તેમની ઉદાર મહેમાનગિરીથી અને અમારા તરફના તેમના પ્રશંસા લાયક વિનયથી હું તેમનો ઘણો જ આભારી થયો છું. પરન્તુ બ્રિટિશ રાજ્યગાદી તરફની વફાદારીના તથા નામદાર શહેનશાહ તરફના અંગત સ્નેહના તેમના અંતઃકરણપૂર્વક નીકળેલા ઉદ્દગારોની તેથી પણ વધારે ઉંડી અસર મારાપર થયેલી છે....

..............વળી દુકાળની છાવણી જોવાનો પણ પ્રસંગ મને મળ્યો છે કે જેમાં મેં ગંભીરપણે રસ લીધો છે. જે સર્વે મેં જોયું તેથી છાવણીમાં જેઓને આશ્રય લેવાની ફરજ પડી છે, તેમનાં દુઃખો ઓછાં કરવાને તથા તેમની જીંદગી બચાવવાને જે આતુર પ્રયત્નો કરવામાં આવ્યા છે, તે વિષે મારી ખાત્રી થઈ છે........

લાહોર ખાતે તથા બીજાં દેશી રાજ્યોમાં મને શહેનશાહી લશ્કરી ટુકડીઓ (Imperial Service Troops) જોવાનો અવકાશ મળ્યો હતો. તેમના કામ કરવાની શક્તિવાળા દેખાવથી અને તેમની કવાયદ વખતની ચપળતાથી હું આશ્ચર્ય પામ્યો હતો. મારી ખાત્રી છે, કે દેશના બચાવમાં વિશેષ કાર્યસિદ્ધિવાળા અને વિશેષ પૂરતી રીતે સજાયલા લશ્કરી બળમાં પોતાનો હિસ્સો આપવાની ખાતર પોતાની સ્થાનિક ટુકડીઓની સંખ્યા ઘટાડવાને જે રાજાઓએ કબુલાત આપેલી છે તેમના કાર્યની તમે કદર કરશો. જેમ જેમ સમય જાય છે તેમ તેમ તથા તેમની પરિસ્થિતિ અનુકૂળ આવશે, તેમ તેમ બીજા હિન્દી રાજાઓ પણ ધીરે ધીરે આવા જ પ્રકારની રાજનીતિ અખત્યાર કરશે એમાં મને બિલકુલ શક નથી................

અમારી મુસાફરીનો અન્ત આવે છે, તેથી અમે ખરેખર દિલગીર

થઈએ છીએ. હિન્દુસ્તાન અને બ્રહ્મદેશમાં અમને મળેલા માયાળુ સત્કારને અમે કદી પણ ભૂલી જઈશું નહિ. દરેક સ્થળે મર્હુમ મહારાણી શ્રી વિક્ટોરીયા તરફ તેટલી જ પ્રેમભરી લાગણી તેમ જ મહારા વ્હાલા પિતાશ્રી તરફ પણ તેવી જ વફાદારીની ભક્તિ અને અમારા પોતાના તરફ તેટલી જ માયાળુ અને આવકારની લાગણી અમે જોઈ છે. અમે જીવીશું ત્યાંસૂધી હિન્દને તીવ્ર આભાર અને સમભાવની લાગણીથી સ્મરણમાં રાખીશું. હું આશા રાખું છું કે સરકાર ઉપર આટલો બધો શ્રમ અને ચિન્તાનો ભાર મૂકનારી આ મુસાફરી હિન્દને કલ્યાણકારી નીવડશે. અમે, તમને તથા તમારા હાથ નીચેના સઘળા સત્તાધારીઓને તમારાં કાર્યોમાં સફળતા મળો એમ ઇચ્છીએ છીએ. દુકાળ તથા મહામારીના રોગમાંથી હિન્દના લોકો મુક્ત થાવ, ખેતીવાડી અને ઉદ્યોગોમાં તેમની દૃઢ પ્રગતિ થાવ તથા સામાજિક પરિસ્થિતિમાં કુદરતી અને સહીસલામત ભરેલી ઉન્નતિ મળો, એમ અમે ઇચ્છીએ છીએ."

**નામદાર વાઇસરૉયનો પ્રતિઆભારનો સંદેશો.**

આવા માયાકુલ સન્દેશાનો ઉત્તર નામદાર વાઇસરોયે તારદ્વાર નામદાર યુવરાજ ઉપર નીચે પ્રમાણે મોકલ્યો હતો:—

"The Princes and People of India deeply appreciate the gracious message which your Royal Highness has conveyed in your Royal Highness' letter of the 19th March. His Excellency begs respectfully to express the strong feelings of gratitude and devotion which the visit of your Royal Highness and the Princess of Wales has evoked among all classes and sections of this great Empire, and his warm personal appreciation of your Royal Highness' kind expressions towards Lady Minto and himself."

ભાવાર્થ:—" આપ નામદારે તા. ૧૯ મી માર્ચના પત્રમાં મોકલેલા માયાળુ સંદેશાની હિન્દના રાજાઓ અને પ્રજા કદર કરે છે. આ મહાન શહેનશાહતના સઘળા વર્ગો અને કોમોમાં આપ નામદારની અને નામદાર યુવરાણીની મુસાફરીથી આભાર અને રાજનિષ્ઠાની જે પ્રબળ લાગણીઓ પ્રકટી નીકળી છે, તે આભારપૂર્વક પ્રદર્શિત કરવાની અને, પોતાની તથા લેડી મિન્ટોની તરફ આપ નામદારે દર્શાવેલા ઉદ્‌ગારો માટે પોતાના તરફનો આભાર પ્રકટ કરવાની નામદાર વાઇસરોય રજા લે છે."

---

# પ્રકરણ બારમું.

## હિન્દી પ્રવાસ વિષેનો નામદાર જ્યૉર્જનો અનુભવ.

"I cannot help thinking, from all I have heard and seen, that the task of governing India will be made easier if we infuse on our art into it a wider element of *sympathy.*"

*Emperor George V.*

ભાવાર્થ:—મેં જે સઘળું જોયું છે અને સાંભળ્યું છે તે ઉપરથી મને એમ વિચાર થયા વિના રહેતો નથી, કે જો આપણે તેમાં આપણી તરફથી સમભાવના તત્ત્વને વિશેષ વિશાળ પ્રમાણમાં ઓતપ્રોત કરીશું, તો હિન્દનો રાજ્ય વહિવટ ચલાવવાનું આપણું કાર્ય વિશેષ સરળ થશે.

શહેનશાહ પંચમ જ્યૉર્જ.

હિન્દનો સુખરૂપ પ્રવાસ પૂર્ણ કરીને નામદાર પાટવી કુંવર જ્યૉર્જ અને નામદાર મેરી આગબોટ "રીનાઉનમાં" સ્વદેશ સિધાર્યા. તે નામદારોના સિધાવ્યા પછી તેમના હિન્દના આવાગમનથી સમસ્ત હિન્દી પ્રજામાં પ્રકટેલી સંપૂર્ણ રાજનિષ્ઠાની લાગણી દેશી તેમ જ ઇંગ્રેજી વર્ત્તમાનપત્રોએ જાહેર કરી. સર્વ તરફથી એમ ખુલ્લા દિલથી જાહેર કરવામાં આવ્યું, કે પોતાની હિન્દી પ્રજામાંના જે જે લોકોના સંસર્ગમાં તે નામદારો આવ્યાં તે સર્વનાં મન ઉપર નામદાર યુવરાજ તથા યુવરાણીએ પોતાના માયા ભર્યા તથા ઉદારચિત્તવાળા વર્ત્તનથી ઉત્તમ અસર કરી હતી. મુંબાઈમાં પગ મુકતાં સાથે તેમણે જાહેર કર્યું હતું, કે હિન્દના પ્રવાસમાં અમારે જે જે જોવાનું છે, તે સર્વે અમે સંપૂર્ણ છૂટથી વિના સંકોચે ઘણાંક કારણસર જોઈ શકીએ તેમ નથી. રાજપ્રતિનિધિને આમ જોવા જાણવા યોગ્ય વસ્તુઓમાં સ્વાભાવિક રીતે જે સંકોચ અને જે મર્યાદાઓ નડે છે, તેના આવા ખુલ્લા એકરારથી હિન્દી પ્રજા પ્રથમથી જ પ્રસન્ન થઈ હતી; અને પ્રવાસ દરમિયાન પ્રસંગ મળતાં હિન્દી પ્રજાની જરૂરિયાતો, સામાજિક તથા રાજકીય વિકટ પ્રશ્નોનો ઉકેલ કાઢવાની તેમની તીવ્ર આતુરતા અને તેના સંબંધની

માગણી, એ સર્વ સંબંધી મળી શકે તેટલી માહિતી મેળવવાને બતાવેલી ઉલટ અને ઉમંગથી હિન્દી પ્રજા તે નામદારનું શુદ્ધ અંતઃકરણ સમજી શકી. જો કે કેટલેક સ્થળે નામદાર જ્યૉર્જે પોતાનાં ભાષણોમાં હિન્દના રાજવહિવટ સંબંધી પોતે બાંધેલી તુલના કંઇક વિશેષ જ્વલંત રીતે પ્રકટ કરી હતી અને તેમાં કંઇક મર્યાદા અને સંકોચ ઓછાં જણાતાં હતાં, તથાપિ નામદાર યુવરાજને હિન્દના રાજવહિવટની ખરી વસ્તુસ્થિતિના ગાઢ સમાગમમાં આવવાનો પ્રસંગ નહિ મળેલો હોવાથી તેમના એ ઉદ્ગાર કેવળ સ્વાભાવિક અને અનિવાર્ય હતા, એ સર્વ કોઈ સુજ્ઞ પુરુષ સમજી શકે એમ છે; પરન્તુ એ ઉદ્ગારો એટલું તો સ્પષ્ટપણે દર્શાવી આપે છે, કે નામદાર યુવરાજમાં તીવ્ર વસ્તુ-પરીક્ષણશક્તિ, શાણપણ, દીર્ઘદૃષ્ટિ અને પ્રશંસક શક્તિ સારા પ્રમાણમાં છે, કે જેથી કરીને તેઓ હિન્દના રાજવંશીઓ, આગેવાનો અને હિન્દની પ્રજાની પરિસ્થિતિનો ચિતાર સ્પષ્ટપણે આલેખી શક્યા હતા.

નામદાર જ્યૉર્જે પ્રસંગો મળતાં હિન્દની પ્રજાની, તેમ જ રાજવંશીઓની રાજનિષ્ઠા, મનની ઉદારતા તેમ જ સ્વભાવનાં યોગ્ય રીતે વખાણ કર્યાં હતાં. તેમ જ હિન્દના રાજવહિવટમાં સમભાવનું તત્ત્વ ઓછું હોવાથી તેને વિશેષ પ્રમાણમાં ઉમેરવાની તથા હિન્દના લોકને રાજકાજમાં વિશેષ પ્રમાણમાં ભાગ આપવાની ઇચ્છા દર્શાવી હતી.

નામદાર યુવરાજ હિન્દમાં ૧૩૧ દિવસ સૂધી વિચર્યા હતા. આ ૧૩૧ દિવસમાં જેમ તેમને હિન્દની જાહોજલાલી જોવાના, રજવાડાઓનાં માનપાન અને ઠાઠમાઠનો લ્હાવો લેવાના, શિકારનો શૉખ પૂરો કરવાના, વિગેરે ઘણા અનુભવો થયા, તેમ તે સાથે હિન્દના લોકોનાં સંકટો અને જરૂરિયાતો પણ અમુક મર્યાદામાં જોવાના પ્રસંગ તેમને મળ્યા. હિન્દના ઉદ્યોગો અને વેપારનું નિરીક્ષણ કરવાથી તે નામદાર જાણી શક્યા હતા, કે પ્રજા હવે પ્રાપ્ત સ્થિતિમાંથી ઉંચે આવવાને આતુર પ્રયત્ન કરવા લાગી છે. દુકાળ તથા મહામારીમાં સપડાતા પોતાના દીનબન્ધુઓને સહાયતા આપવાની હિન્દીવાનોએ બતાવેલી તત્પરતા જોઈને તેઓ જાણી શક્યા હતા, કે ધીરે ધીરે આર્ય પ્રજા પોતાની ઉન્નતિ કરવા માંગે છે. નામદાર શહેનશાહ જ્યૉર્જના આવા શુભ પ્રયાસોથી હિન્દની પ્રજાને સંતોષ લેવાનું ખાસ કારણ મળ્યું છે.

નામદાર યુવરાજે એક પાસ જેમ આ સર્વ જોયું અને તેની માહિતી મેળવી, તેમ બીજી પાસ હિન્દના રાજવહિવટ સાથે જેમને નિકટ સંબંધ હતો, એવા સત્તાધારીઓ અને બ્રિટિશ પ્રજા સમક્ષ પોતાનો અનુભવ અને લાગણી જાહેર કરવાને તેઓ ચૂક્યા નહિ. ઇંગ્લાંડ પહોંચતાં

ગિલ્ડ હૉલ (Guild Hall) ખાતે તા. ૧૭ મી મે ૧૯૦૫ ને દિને લંડનની કૉરપોરેશન તરફથી અપાયલા ખાણાને પ્રસંગે તેમણે સુંદર છટાદાર ભાષણદ્વારા બ્રિટિશ પ્રજાને જણાવી દીધું, કે હિન્દનો બ્રિટિશ રાજવહીવટ વિશેષ મક્કમ પાયા ઉપર મુકવા સારૂ હિન્દીવાનોનાં મન મેળવી લેવાની અને રાજકાજમાં સમભાવના તત્ત્વની જણાતી ન્યૂનતા ઓછી કરી તેમને વિશેષ ભાગ આપવાની અતિશય આવશ્યકતા છે અને તે સાથે જે ઇંગ્લાંડવાસીઓ હિન્દમાં વિચરે છે, તેમણે એ સમભાવ અને બન્ધુભાવની લાગણી પોષવાના તથા ગેર સમજુતીઓ અને ભ્રામક વિચારો દૂર કરવાના પ્રયત્નો આદરવા જોઈએ એ જ એક માતૃભૂમિ તરફનું તેમનું વાસ્તવિક કર્ત્તવ્ય છે. તેમનું એ સમય ભાષણ ચિરસ્મરણીય છે. તેનો ખાસ વિચારવા યોગ્ય ભાગ નીચે આપેલો છેઃ—

## અનુભવ અને રાજવહીવટીઓને બોધ.

"No less warmly do we thank the Government of India for the admirable arrangements for our railway journeys of nearly nine thousand miles which were made with every possible consideration for our convenience and safety......From November 9th the day of our brilliant reception on landing at Bombay until the moment of our departure from Karachi on March 19th, we were welcomed everywhere with a display of enthusiasm and affection which profoundly touched us and the memory of which will never fade from our minds. We are still more impressed by the unmistakable proofs of genuine devotion and personal attachment to the King Emperor. At every place we visited, where my dear father had been 30 years ago, the event was spoken of with the keenest interest and pride not only by those who remembered seeing him, but also by the younger generation. Although welcomed every where by happy holiday making crowds, which thronged the gaily decorated streets we did not forget the misery and poverty which alas existed in certain districts affected by famine through which we passed. When at Gwaliar I had an

opportunity of inspecting a famine camp, and saw with sad interest but with satisfaction, the excellent arrangements, effectually carried out for mitigating the sufferings, of upwards of 6000 men, women and children who were employed fed and cared for......

In Several of these States the Imperial Service Troops are an important feature. They are raised and equipped and maintained by the Princes themselves to be placed at our disposal in case of War. Though the States supply their own officers, the regiments are under the guidance and inspection of British officers.......

Having seen several colleges and other Educational Institutions in different parts of India, I gained some slight idea of the efforts which are being made to place within the reach of all classes a liberal education. At the same time athletics are not neglected and in all schools and colleges there is much emulation in cricket and football. Undoubtedly such institutions must materially affect the formation of character in future generations.

If I am asked to name any general impressions which I have formed during the exceptional, but all too short, experience, they would be that I have learned to appreciate the fact that India cannot be regarded as one country....I have realized the patience, the simplicity of life, the loyal devotion and the religious spirit which characterize the Indian peoples. I know also their faith in the absolute justice and integrity of our rule. I cannot help thinking, from all I have heard and seen, that the task of governing India will be made the easier if we infuse on our part into it a wider element of *sympathy*. I will venture to predict that to such sympathy their will be an ever abundant and genuine res-

ponse and may we not also hope for a still fuller measure of trust and confidence in our earnest desire and efforts to promote the well being and to further the best interests of every class?

× × × ×

But these are mere first impressions. I am fully aware how impossible it is to gain, accurate and intimate knowledge of so vast a country, in only four and a half months, yet, I would strongly suggest to those who are interested in the great questions which surround the India of to-day to go there and learn as much as possible by personal observation on the spot, and I cannot but think that every Britain who treads the soil of India is assisting towards a better understanding with the Mother-country; helping to break down prejudice: to dispel misapprehension and to foster sympathy and brotherhood. Thus he will not only strengthen the old ties, but create new ones and so please God, and secure a better understanding and a closer union of hearts between the Mother Country and her Indian Empire." (loud & prolonged cheers).

**ભાવાર્થ:**—અમે લગભગ ૯૦૦૦ માઇલની અમારી મુસાફરી માટે, હરેક રીતિએ અમારી સગવડ અને સહિસલામતીનો બની શકે તેટલો વિચાર કરીને કરવામાં આવેલી પ્રશંસનીય વ્યવસ્થાઓ માટે હિન્દની સરકારનો કાંઈ ઓછી તીવ્રતાથી આભાર માનતાં નથી......મુંબાઈમાં તા. ૯ મી નવેમ્બરે ઉતરતાં અમને જયવંત આવકાર આપવામાં આવ્યો હતો. ત્યાંથી તે તા. ૧૯ મી માર્ચે અમારી વિદાયગિરી થઈ ત્યાંસુધીમાં દરેક સ્થળે અમને ઉત્સાહ અને સ્નેહની લાગણીથી આવકાર આપવામાં આવ્યો હતો અને તેથી કરીને અમારા ઉપર ગંભીર અસર થયેલી છે, તથા જે સ્મરણચિહ્ન પડેલાં છે તે કદી પણ અમારા મગજમાંથી ભુસાઈ જશે નહિ, અને તેથી પણ વધારે નામદાર શહેનશાહ તરફની તેમની શુદ્ધ અંતઃકરણની રાજભક્તિ અને અંગત સ્નેહભાવની અચૂક સાબિતીઓથી અમારા ઉપર વિશેષ ઉંડી અસર થઈ છે. જ્યાં જ્યાં ૩૦ વર્ષ પહેલાં મારા

વ્હાલા પિતાશ્રી પધાર્યા હતા, ત્યાં ત્યાં અમે મુલાકાતે ગયાં ત્યારે દરેક સ્થળે, કેવળ એ નામદારને જોયાનું જેમના સ્મરણમાં છે તેમના તરફથીજ નહિ પણ ભવિષ્યની જુવાન પ્રજા તરફથી પણ એ પ્રસંગનું સૌથી વિશેષ આતુર, રસ અને ગર્વ સાથે સ્મરણ કરાવવામાં આવતું હતું. જો કે દરેક સ્થળે આનન્દી અને તહેવાર પાળવામાં મગ્ન દીસતાં લોકોનાં ટોળાંઓએ મઝેદાર રીતે શણગારેલા રાજમાર્ગોમાં ભેગાં મળીને અમને આવકાર આપ્યો હતો, તથાપિ જે કેટલાક દુકાળથી પીડાતા પ્રદેશોમાંથી અમે પસાર થયાં હતાં, ત્યાંની પ્રજાની અરે! જોવામાં આવતી દરિદ્રતા અને સંકટ અમે વિસરી શક્યાં નથી. ગ્વાલિયરમાં હું હતો, ત્યારે મને દુકાળની છાવણી જોવાનો પ્રસંગ મળ્યો હતો ત્યારે મેં શોકપૂર્વક રસ પરન્તુ સંતોષ સાથે જોયું હતું, કે ૬૦૦૦ થી પણ વધારે સંખ્યામાં કામે લગાડેલાં, પોપાતાં, અને સંભાળ લેવાતાં માણસો, બૈરાં અને છોકરાંનાં દુઃખો અને સંકટો ઓછાં કરવાને માટે સફળતાપૂર્વક ઉત્તમ વ્યવસ્થાઓ કરવામાં આવી હતી......

આવાં ઘણાંક રાજ્યોમાં શહેનશાહી મદદને ખાતર નીભાવવામાં આવતી લશ્કરી ટુકડીઓ ખાસ અગત્ય ધરાવે છે. એ ટુકડીઓ એ જ રાજાઓને ખર્ચે ઉભી કરવામાં આવે છે. તેમના જ ખર્ચે તેમને સઘળી તાલીમ આપવામાં આવે છે અને બીજો સઘળો નિભાવ પણ તેમને હસ્તકે જ કરવામાં આવે છે. જો કે અમલદારો પણ તેમના પોતાના જ છે, છતાં તે લશ્કરી ટુકડીઓ બ્રિટિશ અમલદારોની દેખરેખ અને હુકમ હેઠળ રહે છે..........

હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાં કેટલીક કૉલેજો તથા કેળવણીને લગતાં બીજાં ખાતાંઓ જોયા પછી દરેક વર્ગના લોકને બુદ્ધિ ખીલે એવા ઉદાર ધોરણે કેળવણી મળી શકે એવા યોજવામાં આવેલા ઉપાયોનો અમને કંઈક ખ્યાલ મળ્યો હતો. હિન્દીવાનોને અપાતી કેળવણીમાં અંગબળની કસરતને ભૂલી જવામાં આવી નથી અને દરેક કૉલેજ કે નિશાળમાં ક્રિકેટ અને ફુટબોલની રમત દાખલ કરવામાં આવેલી છે. અને તેમાં ઉત્સાહ જણાય છે. બેશક આવાં ખાતાંઓ ભવિષ્યની પ્રજાનું ચારિત્ર બાંધવામાં અસર નીપજાવી શકશે.

હિન્દદેશ વિષે જો કોઈ પણ પ્રકારના અસાધારણ અને ઘણા ટુંકા પ્રવાસ દરમિયાન મેં અનુભવેલા સંસ્કારો દર્શાવવાનું મને પૂછવામાં આવે તો હું કહીશ, કે હિન્દને એક અખંડ દેશ તરીકે ગણી

શકાશે નહિ. જીવનની સાદાઈ, ધૈર્ય, શુદ્ધ રાજ્યભક્તિભાવ અને ધર્મની આસ્થા, જે ગુણો હિન્દી પ્રજાનું લક્ષણ છે તે હું સમજી શકયો છું. આપણા કેવળ સ્વતંત્ર ન્યાય અને રાજ્યતંત્રની એકતામાં તેમને વિશ્વાસ છે, એ પણ હું જાણું છું. મેં જે સઘળું જોયું છે અને સાંભળ્યું છે, તે ઉપરથી મને એવો વિચાર થયા વિના રહેતો નથી કે જો આપણે આપણી તરફથી તેમાં સમભાવના તત્ત્વને વિશેષ વિશાળ પ્રમાણમાં ઓતપ્રોત કરીશું, તો હિન્દનો રાજ્યવહિવટ ચલાવવાનું આપણું કાર્ય સર્વ વિશેષ સરળ થશે. વળી હું એવી આગાહી કરવાની હિમ્મત ધરીશ, કે આવા સમભાવનો શુદ્ધ અને અખૂટ પ્રતિઉત્તર તેમની તરફથી મળશે જ. અને આપણે દરેક વર્ગના ઉત્તમ લાભો આગળ વધારવાના અને તેમના કલ્યાણની વૃદ્ધિ કરવાના આપણા પ્રયત્નો અને આતુર ઇચ્છામાં વિશ્વાસ અને શ્રદ્ધાના તત્ત્વને આથી પણ હજુ મોટા પાયા ઉપર દાખલ કરવાની શું આપણે આશા રાખી નહિ શકીએ.

* * * *

પરન્તુ આ સર્વ ફક્ત મારા હૃદય ઉપર તરતના પડેલા સંસ્કારોની છાપ છે. કેવળ સાડાચાર માસની ટુંકી મુસાફરીમાં આટલા બધા વિશાળ દેશ સંબંધી ચોક્કસ અને આંતરિક માહિતી મેળવવી, એ કેટલું બધું અશક્ય છે, તે હું સંપૂર્ણપણે જાણું છું. તેમ છતાં સાંપ્રત સમયના હિન્દની આસપાસ જે મહાન્ પ્રશ્નો અવલંબેલા છે, તેમાં જેમને ખાસ સંબંધ છે, તેમને હું પ્રબલપણે એવી સૂચના કરીશ, કે તેમણે ત્યાં જાતે જવું જોઈએ. અને સ્થાન ઉપર બની શકે એટલે દરજ્જે અંગત અવલોકન કરીને બને તેટલું જાણી લેવું જોઈએ. અને મને એમ લાગ્યા વગર પણ રહેતું નથી, કે હિન્દની ભૂમિ ઉપર વિચરનાર પ્રત્યેક ઇંગ્લાંડવાસી માતૃભૂમિ ( ઇંગ્લાંડ ) તરફની હિન્દવાસીઓની લાગણીને પ્રબળ કરવામાં, ભ્રામક વિચારોનો નાશ કરવામાં, ગેરસમજુતીને દૂર કરવામાં તથા બન્ધુભાવ અને સમભાવવૃત્તિને પોષવામાં તેને સાહાય આપે છે. આ પ્રમાણે કરવાથી તે જુના બન્ધનોને દૃઢ કરશે, એટલું જ નહિં પણ નવાં બન્ધનો ઉત્પન્ન કરી શકશે અને તેથી કરીને, પ્રભુ કરશે તો તે માતૃભૂમિ અને તેની હિન્દી શહેનશાહત વચ્ચે હૃદયોની વધારે નિકટ ઘટ્ટતા અને વિશેષ સારી સમજુતી સંપાદન કરી શકશે."

(જોરથી અને લાંબા વખતસુધી હર્ષનાદ.)

## હિન્દના વજીર લોર્ડ મોર્લિનો ટેકો.

નામદાર જ્યૉર્જના આ બોધક અને વિચારશીલ ભાષણમાં દર્શાવેલા ઉદ્ગારોને તે સમયનાં તત્ત્વજ્ઞાની અને અનુભવી વૃદ્ધ રાજનીતિજ્ઞ હિન્દના પ્રધાન લોર્ડ મોર્લિએ પુષ્ટિ આપતાં જણાવ્યું હતું, કેઃ—

"નામદાર જ્યૉર્જના હિન્દ સંબંધી વિચારો જાણ્યા પછી હિન્દના સંબંધમાં મારા મનમાં કેવા વિચારો બંધાયલા છે, તે સંબંધી હું આ મંડળને સ્પષ્ટપણે કહી દઈશ. હિન્દુસ્તાનમાંનું આપણું કર્ત્તવ્ય સંપૂર્ણ કરવા સારૂ તથા તેને આગળ વધારવા સારૂ જે તત્ત્વની વિશેષ અગત્ય છે, તે બેશક સમભાવનું જ તત્ત્વ છે. હિન્દના વહિવટનો મને ઘણો જ ટુંક અનુભવ છે, પરન્તુ તે જેટલો છે, તે ઉપરથી, જ્યારે નામદાર પાટવી કુંવર સમભાવના વિશેષ વિશાળ તત્ત્વને હિન્દી રાજ્ય વહીવટમાં વિશેષ વિશાળ પ્રમાણમાં દાખલ કરવાની વાત કરે છે, ત્યારે તેના સંબંધમાં હું પણ એટલું કહેવાને બંધાયલો છું, કે સમભાવનું તત્ત્વ એ જ હિન્દુસ્તાનમાંના આપણા બળની ખરેખરી રહસ્ય ભેદક કુંચી છે, અને તે જ પ્રમાણે ન્યાય અને દયા, એ પણ આપણી શહેનશાહતના બળના મુખ્ય સ્તંભો છે. સમભાવ દર્શાવવો એ આપણું પ્રથમ કર્ત્તવ્ય છે, એમ કહેવાને હું લગાર પણ અચકાઈશ નહિં, છતાં તે સાથે આની પણ કોઈ ના નહિં પાડી શકે, કે સમભાવના તત્ત્વને પણ ભારે મુશ્કેલીઓ સાથે ટક્કર ભીડવાની છે. જુદી જુદી ન્યાતો, જુદા જુદા ધર્મો, જુના રીતિ રિવાજો, જુની ટેવો ધરાવનારી વહેમી પ્રજા સાથે ચુસ્ત સમભાવથી કામ લેવું, એ કાંઈ સહેલું કામ નથી, છતાં આપણી એ એક એવી ફરજ છે, કે તે આપણે ગમે તેમ કરીને પણ બજાવવી જ જોઈએ છીએ. ધર્મ અને જાતના આ તફાવતો પશ્ચિમ અને એશીઆની પ્રજાવચ્ચેના એક પટન્તરરૂપ છે, એ વાત ખરી, તેમ છતાં પણ હિન્દના રાજ્ય વહીવટમાં સમભાવનું તત્ત્વ વિશેષ વિશાળ પ્રમાણમાં દાખલ કરવાની કોશિષ પણ થવી જ જોઈએ અને નામદાર પાટવી કુંવરના મુખમાંથી જે સખુનો બહાર પડ્યા છે, તેના શબ્દેશબ્દ સાથે હું મળતો થાઉં છું; કારણ કે હું માનું છું, કે તેમ થવાથી સરકાર અને પ્રજા વચ્ચેનો સંબંધ એકત્ર કરવાનું કામ વિશેષ સહેલું પડશે.

હવે હિન્દના હાલના વાતાવરણના સંબંધમાં હિન્દની સરકારની સ્થિતિ વિષે હું ટુંકમાં કહીશ, કે તેની સ્થિતિ હાલમાં લગાર ગુંચવાડાભરેલી થઈ છે અને તેનું પરિણામ એ આવશે, કે કદાચ આપણા વખતમાં નહિં તો લાંબો વખત જવા આગમચ જ સને ૧૮૫૮ ના કાયદાથી

હિન્દનું જે રાજતંત્ર રચવામાં આવેલું છે અને જે કાયદાની રૂઇએ હિન્દુસ્તાનનો વહિવટ ઇસ્ટ ઇંડિયા કંપની પાસેથી બ્રિટિશ રાજકુટુંબે સીધી રીતે પોતાને હસ્તક લીધેલો છે, તે કાયદો અને એ રાજતંત્ર સુધારવાં પડશે. પણ તે મારા સમયમાં થશે, એમ હું કહી શકતો નથી. પરંતુ મારે કહેવાનું એટલું જ છે કે હિન્દુસ્તાનના સારા રાજવહિવટની ચાવીરૂપી યન્ત્ર સફળકારક રીતે ઉપયોગમાં આવવા ઉપર જ, તેમ જ બ્રિટિશ સરકાર અને હિન્દની સરકાર વચ્ચે સારી ન્યાયસર સમજુતી થવા ઉપર જ ખરેખર હિન્દમાંની બ્રિટીશ સામ્રાજ્યની સર્વોપરી સત્તાનો આધાર રાખે છે. અને આ પ્રસંગે આ મેળાવડાને હું મારી તરફથી એટલી ખાત્રી આપવા સમર્થ છું, કે હિન્દના પ્રધાન અને હિન્દના ગવર્નર જનરલ વચ્ચે હાલ જેવો સારો એખલાસ છે, તેવો કદી પણ હશે નહિ."



## પ્રકરણ તેરમું.

### નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જ.

"To govern for the good of the governed, to fight for the defence of the Empire, to work for the uplifting of the people, have been and are the watchwords and ideals of His Majesty's house."

**ભાવાર્થ:**—રાજ્યની પ્રજાના કલ્યાણને અર્થે રાજ્યવહીવટ ચલાવવો, સામ્રાજ્યના બચાવને અર્થે યુદ્ધ કરવું, પ્રજાની ઉન્નતિને અર્થે શ્રમ ઉઠાવવો, આ સર્વે નામદાર શહેનશાહના વંશનાં સંકેત લક્ષણો અને ઉચ્ચાશયો ચાલ્યાં જ આવે છે અને હજી પણ પ્રવર્તે છે.

હિન્દની મુસાફરી પૂરી કર્યા બાદ કેટલોક સમય નામદાર જ્યૉર્જે ગૃહજીવનમાં અને રાજકાજને અંગની ચાલતી આવેલી ફરજો બજાવવામાં ગાળ્યો.

સને ૧૯૦૬ થી તે ૧૯૧૦ સુધીમાં નામદાર જ્યૉર્જના જીવનમાં એકાદ બે શિવાય અન્ય ખાસ નોંધ લેવા યોગ્ય મહાન્ પ્રસંગો બનેલા જાણવામાં નથી. સને ૧૯૦૮ માં નામદાર જ્યૉર્જને નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડના પ્રતિનિધિ તરીકે કેનેડા બીજીવાર જવાનું થયું. ક્વિબેકના ત્રીજા શતકના મહાન્ ઉત્સવમાં ભાગ લેવાને નામદાર જ્યૉર્જ કેનેડા સિધાર્યા તે વખતે લૉર્ડ ગ્રે કેનેડાનો ગવર્નર જનરલ હતો. કેનેડાનું ઐતિહાસિક પ્રદર્શન જોઈને નામદાર જ્યૉર્જે સંતોષ પ્રદર્શિત કર્યો અને જણાવ્યું કે:—

"કેનેડા અને માતૃભૂમિ જીવંત સાંકળોથી તેના પુત્રોના સ્નેહદ્વારા સંકળાયલા છે."

આ પ્રમાણે ધીરે ધીરે પોતાના પિતાની પ્રજાઓનો સ્નેહભાવ નામદાર પાટવી કુંવર જ્યૉર્જ પોતાની તરફ આકર્ષવા લાગ્યા. કેનેડાની મુસાફરી તે સમયે માનવામાં આવતું હતું, તે પ્રમાણે છેક છેલ્લી જ હતી; કારણ કે, જો કે દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોની એકત્ર પાર્લામેન્ટ ખુલ્લી મુકવાની ક્રિયા નામદાર જ્યૉર્જના મુબારક હાથે થવાનું નક્કી થઈ ચૂક્યું હતું તથાપિ કમનસિબે નામદાર સપ્તમ એડવર્ડના મરણથી તે કાર્ય તેમને હાથે

થઈ શક્યું નહિં, અને હાલમાં તે નામદાર હિન્દની મુસાફરી કરનાર છે, તેનો સ્વપ્ને પણ ખ્યાલ તે સમયે કોઈએ આંધ્યો હતો નહીં.

સને ૧૯૧૦ ની શરૂઆતથી જ નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડની તંદુરસ્તી બરોબર રહેતી નહોતી. ઇંગ્લાંડના સખ્ત શિયાળાની પીડામાંથી મુક્ત થવાને સારૂ તે નામદાર બિઆરીટિઝ જવાને નીકળ્યા. રસ્તામાં પેરીસ શહેરમાં તેમને ગળાની નળીમાં સખ્ત દુખાવો એકાએક થઈ આવ્યો અને તે સમયે તરતને માટે તેમના આરોગ્ય માટે સર્વને ભારે ચિન્તા ઉત્પન્ન થઈ. તેમની સાથે જે સર્વે હતા, તેમને એમ લાગ્યું, કે કદાચિત્ પરભૂમિમાં જ નામદાર એડવર્ડનો પ્રાણ નીકળી જશે; પરન્તુ ઇશ્વિરની દયાથી તરત તેમને સારૂં થઈ ગયું અને તેઓ સારી સ્થિતિમાં પાછા ઇંગ્લાંડ પધાર્યા.

આ વખતથી જ તેમની તબીઅત લગભગ લથડતી ચાલી. દિવાને આમ ( House of Commons ) અને દિવાને ખાસ ( House of Lords ) વચ્ચે ભારે રાજદ્વારી ઝુંબેશ તે સમયે ચાલતી હતી. મી. એસ્કવીથની સરકારે દિવાને આમમાં પસાર કરાવેલું સરવૈયું ( બજેટ ) દિવાને ખાસે ઉરાડી મુકેલું હોવાથી દિવાને ખાસની, દિવાને આમનાં ખરડા ( બિલો ) નકારવા ( Veto )ની સત્તા ખુંચવી લેવાની ધારણા મિ. એસ્કવીથની સરકાર રાખતી હતી. આવા કટોકટીને પ્રસંગે નામદાર એડવર્ડ ઈંગ્લિાંડની બહાર હવાફેર માટે જઈ શકે તેમ નહોતું. મૂળ તો તેમની પ્રકૃતિ બગડેલી હતી તેમાં આ ગંભીર મામલાએ તેમના મન ઉપર ઘણી જ અસર કરી અને વૃદ્ધાવસ્થાની મન્દતાથી લથડતી તબીઅત તેઓ સુધારી શક્યા નહિં. આ રાજદ્વારી મામલાને શાંત પાડવાને તેઓ વૃદ્ધ પુરૂષને છાજતી કડક હિમ્મતથી બોલતા હતા, પરન્તુ આ મામલાને અંગે ઉત્પન્ન થયેલી ફિકર અને ચિન્તાથી તેમનું હૃદય ધીરે ધીરે શિથિલ થતું હતું અને તેમનો અન્ત મંદવાડ વધી પડવાથી એકાએક આવ્યો.

તેઓ બુધવાર તા. ૬ ઠ્ઠી મે ૧૯૧૦ ના રોજ લગાર સલેખમથી પછડાઈ પડ્યા અને આ મંદવાડની ગમગીની ભરી ખબર પવનના ઝપાટાની પેઠે સમગ્ર પ્રદેશમાં પ્રસરતાં જ સર્વ પ્રજાવર્ગોમાં ફિકર ચિન્તાનું મોજું ફરી વળ્યું. તેમના આરોગ્ય માટે પ્રભુપ્રાર્થના કરવાનો પણ પૂરતો સમય લોકોને મળ્યો નહિ અને તા. ૬ ઠ્ઠી મેએ બ્રિટીશ શહેનશાહતનો રાજકારભાર હમેશને માટે પડતો મુકી નામદાર શહેનશાહ સપ્તમ

એડવર્ડે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. નામાંકિત કવિ શેલીના કહેવ પ્રમાણેઃ—

"Kings are like stars, they rise and set,
They have the worship of the world, but no repose."
Shelley.

મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆ જેમ હિન્દની પ્રજા તરફ ખાસ મમતા દર્શાવતાં હતાં, તેમ મર્હુમ શહેનશાહ સપ્તમ એડવર્ડ પણ મરણ પર્યંત એવા જ મમતાળુ આશયથી હિન્દના પ્રશ્નો સંબંધી વિચાર કરતા હતા અને તેનો નિર્ણય કરવાના કાર્ય લૉર્ડ મોર્લિ જેવા વૃદ્ધ રાજ્યનીતિજ્ઞ હિન્દના વઝીરના સહાયથી ખાસ ધ્યાન અને સહાનુભૂતિ આપતા હતા. સને ૧૯૦૮ માં, સને ૧૮૫૮ ના મહાન્ ઢંઢેરાના ૫૦ વર્ષના સુવર્ણ મહોત્સવને પ્રસંગે પોતાના તરફનો એક ઢંઢેરો બહાર પાડી મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆએ હિન્દની પ્રજાને આપેલાં વચનો અનુસાર ભવિષ્યમાં ચિવટપણે વર્તવામાં આવશે તથા હિન્દની પ્રજાને પોતાના ઉપર ચાલતા રાજવહિવટમાં વિશેષ ભાગ આપવામાં આવશે, એવી ખાત્રી દર્શાવી હતી અને બીજે જ વર્ષે સને ૧૯૦૯ ના હિન્દના ધારાસભાના કાયદા મુજબ હિન્દની પ્રજાને પ્રાંતિક તેમ જ વડી ધારાસભામાં વિશેષ પ્રતિનિધિ તત્ત્વ તથા હિન્દસંબંધી પ્રશ્નો વિશેષ વિશાળતાથી ચર્ચવાની છૂટ આપવામાં આવ્યાં. તેમ જ હિન્દના વૈદકીય ખાતા જેવાં બીજાં કેટલાંક ખાતાં કે જેમાં પહેલાં હિન્દીવાનોના લાભની ઉપેક્ષા થતી હતી, તે ખાતામાં હિન્દીવાનોના લાભ ભવિષ્યમાં સચવાય એવા સંદેશા તેમની ઇચ્છાથી હિન્દના પ્રધાન લૉર્ડ મોર્લિએ વખતો વખત પ્રકટ કર્યા હતા. આવી રીતે હિન્દની પ્રજાની પ્રગતિ કરવામાં મર્હુમ શહેનશાહે સારો ભાગ લીધેલો હોવાથી હિન્દની પ્રજા તેમના તરફ વિશેષ આકર્ષાઈ હતી.

મર્હુમ શહેનશાહ સપ્તમ એડવર્ડે પોતાની નવ વર્ષની રાજ્યકારકીર્દી દરમ્યાન યુરોપનાં રાજ્યોનાં મંત્રીમંડળો ઉપર પોતાનું નૈતિક દબાણ વાપરવામાં બીલકુલ કચાશ રાખી નહતી અને તેને લીધે યુરોપખંડમાં સુલેહશાંતિ પ્રવર્તાઈ હતી. આથી જ તે નામદાર સુલેહશાંતિસ્થાપક (Peace-Maker) ગણાયા હતા. જેમ આ કાર્ય ઘણું મુશ્કેલ હતું, તેમ જ મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરીઆના મરણ પછી ઈંગ્લાંડનું રાજકાજ ચલાવવાનું કાર્ય પણ ધીરે ધીરે કઠિન ને કઠિન થતું જતું હતું.



**નામદાર શહેનશાહ એડવર્ડ સાતમા.**

જન્મ. ઇ. સ. ૧૮૪૧. સ્વર્ગવાસ ઇ. સ. ૧૯૧૦.

"Gratest diplomatist, ablest statesman and most sincere friend of peace of his time

he Lakshmi Art Printing Works, Byculla

નામદાર એડવર્ડ ઉમ્મરે આવતાં ધીરે ધીરે પોતાનાં માતુશ્રીને રાજ્યના અંગની કેટલીક જોખમદારીઓમાંથી મુક્ત કર્યાં હતાં, તેથી તેઓ આ મુશ્કેલીઓ સમજવાને સમર્થ થઈ શક્યા હતા અને બ્રિટિશ પ્રજાનો સ્નેહ અને ચાહના સતત જાળવી શક્યા હતા. સને ૧૯૦૭ માં જાપાન અને ઇંગ્લાંડ વચ્ચે તેમણે વેપાર આદિ સંબંધી કોલકરારો કરાવ્યા અને ઇંગ્લાંડને પરદેશોથી છૂટા પાડવાની યુરોપી રાજ્યોની સ્વાર્થી નીતિ ઉપર સજ્જડ ફટકો લગાવ્યો, તેથી બ્રિટિશ પ્રજા તેમને વિશેષ સ્નેહથી ચાહવા લાગી હતી.

આવા દિલસોજ અને પ્રજાનું હિત હૈડે ધરનાર તથા તે ખાતર જાતિહિતની પણ દરકાર ન કરનાર કુનેહબાજ શહેનશાહનું મરણ એકાએક થવાથી બ્રિટિશ પ્રજા, હિન્દવાસીઓ, સંસ્થાનવાસીઓ તેમ જ યુરોપખંડની સઘળી પ્રજાઓ અતિશય શોકમાં પડી ગઈ. સર્વત્ર–ઠામઠામ–એ દિલગીરીનાં ચિન્હો જણાતાં હતાં. હિન્દમાં ભાગ્યે જ કોઈ એવું સ્થળ રહ્યું હશે, કે જ્યાં એ નામદારના મરણનો શોક પાળવાને કોઈ સભા મળી નહિ હોય. હિન્દની પ્રજા આમ કેવળ શોક બતાવીને જ બેશી રહી નથી, પરન્તુ જેમ તેણે મરહુમ મહારાણીશ્રી વિક્ટોરીઆનાં સ્મરણચિન્હો ચિરકાલ સાચવવાને સ્મારકો ઉભાં કર્યાં હતાં તેમ મર્હુમ નામદાર શહેનશાહના માનમાં ઠેરઠેર સ્મારક ફંડો ઉભાં કરવામાં આવ્યાં. હિન્દી પ્રજાએ તથા રાજવંશીઓએ આ સ્મારક ફંડો ત્રણ પ્રકારનાં ઉભાં કર્યાં છે. એક સમગ્ર હિન્દ તરફનું, બીજું પ્રાંતવારનું અને ત્રીજું પ્રત્યેક સ્થળવારનું. આ ત્રણેમાં સારી રકમ ભરાયલી છે અને સમય જતાં એ સ્મારક ફંડો દેશહિતકારક સંગીન રૂપ લેશે.

બ્રિટિશ પ્રજા જેમ મર્હુમ શહેનશાહના મરણથી દિલગીર થઈ તેમ નામદાર પાટવી કુંવર જ્યૉર્જ જેઓ હવે પ્રભુકૃપાથી સમગ્ર બ્રિટિશ સામ્રાજ્યના રાજા અને શહેનશાહ થવાને ભાગ્યશાળી થયા, તે નામદાર પણ ઘણા જ દિલગીર થયા. પરન્તુ રાજાને પોતાની પ્રજાની જરૂરિયાતો તથા પોતાના મોભાના અંગની તાકીદની બાબતોને લીધે શોકને ગૌણસ્થાન આપવાની ફરજ પડે છે. તેમને રાજકાજ ચાલુ રાખવાની ગોઠવણ કરવી પડે છે. આથી મર્હુમ શહેનશાહનું મરણ થતાં તેમને તા. ૭ મી મેએ પોતાની પહેલી પ્રિવિ કાઉન્સીલ ભરવી પડી. તેમાં તેમણે પોતાના મરહુમ પિતા તરફનો ઉચ્ચ પિતૃભાવ શોકસહ પ્રદર્શિત કર્યો અને ભવિષ્યમાં પોતાની પ્રજા સાથે તેઓ તેમના પિતાને અનુસરીનેજ વર્તશે એવી જાહેર ઢંઢેરા દ્વારા બ્રિટીશ પ્રજાને આતુર શબ્દોમાં ખાત્રી આપતાં જણાવ્યું છે કેઃ—

### નામદાર જ્યૉર્જનું પ્રિવિ કાઉન્સીલમાં પહેલું ભાષણ.

"To endeavour to follow in his footsteps, and at the same time to uphold the Constitutional Government of these Realms, will be the earnest object of my life. I am deeply sensible of the very heavy responsibilities which have fallen upon me. I know that I can rely upon Parliament, and upon the people of these Islands and of my Dominions beyond the Seas, for their help in the discharge of these arduous duties, and for their prayers that God will grant me strength and guidance. I am encouraged by the knowledge that I have in my dear wife one who will be a constant helpmate in every endeavour for our people's good."

ભાવાર્થ:—એ નામદારને પગલે અનુસરવાની કોશિશ કરવી અને તે જ સાથે આ રાજ્યપ્રદેશોના રાજ્યબંધારણ અનુસાર ચાલતા વહિવટને ટકાવી રાખવો, એ મારા જીવનનો આતુર હેતુ સદા રહે છે. મારા ઉપર જે ઘણી ભારે જોખમદારીઓ આવી પડી છે, તેનાથી હું ગંભીરપણે વાકેફ છું. પાર્લામેન્ટની, અને આ ટાપુઓની તથા દરિયાપારનાં મારાં રાજ્યોની પ્રજા ઉપર આ મુશ્કેલ ફરજો બજાવવામાં તેમની સહાયતા માટે તથા પ્રભુ મને બળ અને પ્રેરક સત્તા અર્પણ કરે એવી તેમની પ્રભુભક્તિ માટે હું ખાત્રી રાખી શકીશ, એમ હું સમજું છું. મારી વ્હાલી પત્ની અમારી પ્રજાના કલ્યાણ માટેના દરેક પ્રયત્નમાં નિરંતર સહાયકારિણી થઈ પડશે, એ જ્ઞાનથી હું ઉત્સાહિત બનેલો છું."

### હિન્દના દેશી રાજાઓને અને પ્રજાને સંદેશો.

હિન્દના દેશી રાજાઓએ તથા પ્રજાએ મર્હુમ શહેનશાહ સપ્તમ એડવર્ડના મરણથી પડેલી ખોટમાં પોતાની તરફથી નામદાર જ્યૉર્જના દુઃખમાં સમભાવ દર્શાવનારો જે સંદેશો હિન્દના વાઈસરોય નામદાર લૉર્ડ મિન્ટોદ્વારા મોકલાવી આપ્યો હતો, તેના પ્રતિ ઉત્તરના સંદેશામાં તે નામદારે હિન્દના કલ્યાણને તેઓએ પોતાના હૃદયમાં કેટલી બધી ચિન્તાથી ધારણ કરેલ છે તે દર્શાવનારા અંતઃકરણપૂર્વક નીકળેલા ઉદ્ગારો દૃષ્ટિએ પડે છે. નામદાર શહેનશાહનો એ દિલસોજ ઉત્તરનો સંદેશો નીચે પ્રમાણે છેઃ—

I have received with profound appreciation the expressions of sympathy and loyalty conveyed in your

Excellency's message from the Princes and people of all races and creeds in my Indian Empire on the occasion of the death of my dearly-loved father, the King-Emperor.

"I am deeply touched by this expression of their universal sorrow for his death. He always remembered with affection his visit to India, and its welfare was ever in his thoughts.

"From my own experience I know the profound loyalty felt for my throne by the Princes and people of India, to whom I desire that my acknowledgments of the homage they have tendered to me on my accession may be made known.

"The prosperity and happiness of my Indian Empire will always be to me of the highest interest and concern, as they were to the late King-Emperor and the Queen-Empress before him."

**ભાવાર્થ:**—તમે નામદારે મારા વ્હાલા પિતા અને રાજા શહેનશાહના મરણ પ્રસંગે મારી હિન્દની શહેનશાહતમાંની સઘળી કોમો અને ધર્મોવાળી પ્રજા અને રાજાઓ તરફના સંદેશાદ્વારા તેમના સમભાવ અને રાજનિષ્ઠાના મોકલાવેલા ઉદ્ગારો મેં ગંભીર લાગણી સાથે સ્વીકાર્યાં છે.

તે નામદારના મરણ માટે તેમના સર્વવ્યાપી શોકના આ ઉદ્ગારોની મારા ઉપર ગંભીરપણે અસર થઈ છે. મર્હુમ શહેનશાહ હમેશાં હિન્દની પોતાની મુલાકાતનું સ્નેહથી સ્મરણ કરતા હતા અને હિન્દનું કલ્યાણ સદા તેમના વિચારોમાં પણ રમી રહેતું હતું.

મારા અનુભવથી હું જાણું છું, કે હિન્દની પ્રજા અને રાજાઓ મારી રાજગાદી માટે ગંભીર રાજનિષ્ઠા ધરાવે છે. અને તેમને મારા રાજ્યપદારોહણને માટે મોકલેલા મુજરાઓનો મારો સ્વીકાર જણાવવામાં આવે, એવી મારી ઇચ્છા છે.

"મારી પહેલાંના મર્હુમ શહેનશાહ અને શહેનશાહ રાણી (શ્રી વિક્ટોરીઆ)ની પેઠે મારા હિન્દના શહેનશાહતની આબાદી અને સુખ નિરંતર મારી સમક્ષ સૌથી વિશેષ રસ અને આતુરતા સાથે રહ્યાં કરશે."

મર્હુમ શહેનશાહની જે દિવસે પાયદસ્ત કાઢવામાં આવી, તે દિવસે સમગ્ર બ્રિટિશ પ્રજાએ ગંભીર શોક પાળ્યો. હિન્દમાં પણ તે દિવસે ઠામઠામ તેમના માનમાં હડતાલો પાડીને કામકાજ બંધ કરી પ્રભુસ્મરણ કરવામાં આવ્યું હતું.

સેંટ જ્યૉર્જના દેવળમાં પાયદસ્તની ક્રિયા પૂરી થતાં સર્વે રાજ-ચિહ્નો શબ આગળથી લઈ લેવામાં આવ્યાં. નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જ આગળ વધ્યા અને શબ-દફનાવવાની ક્રિયા પુરી થતાં પ્રભુભક્તિ ગવાઈ તે પછી રિવાજ મુજબ નામદાર શહેનશાહની પદવીઓનું વિ-સ્તારપૂર્વક સ્મરણ થયા પછી "ગાર્ટર કિંગ એટ આર્મ્સે" નામદાર જ્યૉર્જની પદવીઓ લોક સમક્ષ નીચે પ્રમાણે જાહેર કરીઃ—

### નામદાર શહેનશાહની રાજ્ય પદવીઓ.

"The most high, most mighty, and most excellent Monarch, our Sovereign Lord George, now, by the Grace of God, of the United Kingdom of Great Britain and Ireland, and of the British Dominions beyond the seas, King, Defender of the Faith, and Emperor of India."

"God Save The King."

**ભાવાર્થ:**—સૌથી વિશેષ ઉન્નત, સૌથી વિશેષ પ્રબલ અને સૌથી વિશેષ ઉત્તમ, રાજા, પ્રભુ કૃપાથી હાલમાં ગ્રેટ બ્રિટન અને આયર્લાંડના સંયુક્ત રાજના, દરિયાપારનાં બ્રિટિશ સંસ્થાનો અને રાજ્યોના આપણા શહેનશાહ જ્યૉર્જ, રાજા, ધર્મના પાલક, અને હિન્દના શહેનશાહ.

પ્રભુ રાજાનું રક્ષણ કરો.

મર્હુમ શહેનશાહ સપ્તમ એડવર્ડનું મરણ થયા બાદ રિવાજ અનુ-સાર લંડનમાં યોગ્ય સ્થળોએ દરબારી ઢંઢેરો લોકને સંભળાવવામાં આવ્યો. તે જ પ્રમાણે નામદાર જ્યૉર્જે પોતાના તરફથી બ્રિટિશ નૌકાસૈન્ય, બ્રિટિશ સૈન્ય, સંસ્થાનો અને હિન્દના શહેનશાહત ઉપર પોતાના તરફથી સંદેશાઓ મોકલાવ્યા. દરેક સંદેશામાં તે નામદારે પોતાના તરફથી તે પ્રત્યેક તરફ પોતાના હૃદય અને મનની લાગણી દર્શાવનારાં કંઈક કંઈક અંગત સૂચનો કર્યાં હતાં.

### બ્રિટિશ નૌકાસૈન્ય ઉપર મોકલાવેલો સંદેશો.

"જે ધંધાને હું આટલો બધો સ્નેહભરી રીતે ચહાતો હતો, તેમાં

હું કેળવાયલો અને તાલીમ પામેલો હોવાથી તેના સક્રિય કર્ત્તવ્યમાંથી લીધેલી નિવૃત્તિએ કોઈ પણ રીતિએ તેના તરફના સ્નેહની મારી લાગણી ઘટાડી નથી. ૩૦ વર્ષ સુધી નૌકા સૈન્યમાં કામ કરવાનું મને માન મળ્યું છે અને તેના અંગના જીવન અને કાર્યમાં મળેલા આંતરિક અનુભવે, જે કર્ત્તવ્યનિષ્ઠામાંથી આપણા નૌકાસૈન્યનો જ્વલંત ઇતિહાસ ઉદ્ભવેલો છે, એવી ચુસ્ત કર્ત્તવ્યનિષ્ઠા તથા રાજ્યનિષ્ઠાના જુસ્સા ઉપર હું કેટલે અંશે સંપૂર્ણપણે આધાર રાખી શકું એમ છું, તે જાણવાને મને સમર્થ કર્યો છે."

## બ્રિટિશ લશ્કર ઉપર મોકલાવેલો સંદેશો.

બ્રિટિશ સામ્રાજ્યના ખુશ્કી લશ્કરે મર્હુમ નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડ પ્રતિ જે પરાક્રમશીલ અને કર્ત્તવ્યનિષ્ઠ સેવા બજાવી હતી, તે માટે તેના ઉપર મોકલાવેલા સંદેશામાં તેનો આભાર માનતાં, નામદાર જ્યૉર્જે પોતાના પ્રવાસો દરમ્યાન સામ્રાજ્યના સઘળા ભાગોમાં તેની સાથે ગાઢ રીતે માહિત થવાના પોતાને જે ખાસ પ્રસંગો મળ્યા હતા, તેનું સ્મરણ કરાવ્યું હતું અને તે સાથે જણાવ્યું હતું, કે "બ્રિટિશ સામ્રાજ્યના લશ્કરની ગર્વભરી પ્રાચીન તવારીખ રાજનિષ્ઠામાટે મશહૂર છે, તેથી તેની એ રાજનિષ્ઠા ઉપર હું પણ સારી રીતે આધાર રાખી શકું એમ છું."

## સંસ્થાનો ઉપર મોકલાવેલો સંદેશો.

"દરિયાપારની મારી વફાદાર પ્રજાઓ તરફથી માયાળુપણાના-મળેલા અસંખ્ય સંદેશાઓએ મારા હૃદય ઉપર ગંભીરપણે અસર કરી છે; અને મને ખાત્રી કરી આપી છે, કે મારા અને તેમના ઉપર જે મહાન્ કસોટી આવી પડી છે, તેમાં તેમના તરફનો મારા ઉપરનો સમભાવ પૂરેપૂરો છે. મારો શોક એ તેમનો શોક છે અને આપણે સામાન્ય ખોટના વિભાગી બન્યા છીએ. પોતાનાં સંસ્થાનોના સમગ્ર પ્રદેશની પોતાની સઘળી પ્રજાનું સુખ મારા વ્હાલા પિતાશ્રીને હૈયે સ્નેહભરી રીતે રહેલું હતું. તેમને માટે જ તે નામદાર જીવ્યા હતા અને કર્ત્તવ્ય બજાવ્યું હતું, તેમની સેવામાં તેઓ મરણ પામ્યા અને આભારપૂર્વક સ્મરણથી તેઓ તેમને સદા યાદ કરશે, એમાં હું કાંઈ પણ શંકા લાવી શકતો નથી. હવે તેમને પગલે અનુસરવાનું અને તેમના હાથમાં સમૃદ્ધિ પામેલું કાર્ય આગળ ચલાવવાનું કર્ત્તવ્ય મારે શિરે આવેલું છે."

"નાવિક રાજકુમાર તરીકે બ્રિટિશ રાજ્યનાં દરિયાપારનાં સંસ્થાનો

સાથે પ્રવાસદ્વારા મને ગાઢ સંબંધમાં આણવામાં આવેલો છે અને મેં જાતે જે સ્નેહાળભરી રાજનિષ્ઠાથી એ જુદા જુદા રાજ્યપ્રદેશો અને ભિન્ન ભિન્ન પ્રજાઓ એક કીર્તિવન્ત ભાગદારીમાં સંકળાયલા છે, તે રાજનિષ્ઠાનો અનુભવ કરેલો છે.

"નવ વર્ષ ઉપર મારી વ્હાલી પત્નીની સાથે સમગ્ર શહેનશાહતમાં મેં મુસાફરી કરી હતી. અને જો મર્હુમ રાજા જીવ્યા હોત, તો તેમણે પ્રદર્શિત કરેલી ઇચ્છાનુસાર આવતી પાનખર ઋતુમાં, જે સુલેહ શાન્તિ અને એકતાની વૃદ્ધિ કરવા મારા પિતાશ્રી ચહાતા હતા, તેના તાજામાં તાજા અને મોટામાં મોટા પુરાવારૂપ દક્ષિણ આફ્રિકાનાં સંયુક્ત રાજ્યોની પહેલી પાર્લામેન્ટ ખુલ્લી મુકવાને અમે બન્ને ત્યાં ગયાં હોત.

"રાજબંધારણ અનુસાર ચાલતા રાજવહિવટને ટકાવી રાખવાના અને મારા સમગ્ર રાજ્યપ્રદેશોમાં જે છુટાપણું ભોગવવામાં આવ્યું છે તેનું તેની સંપૂર્ણતા પુરઃસર રક્ષણ કરવાના મારા તરફથી આતુર પ્રયત્નો થશે; અને સર્વ મનુષ્યોના રાજશાસક (પ્રભુ)ની સારી પ્રેરણા હેઠળ હું સ્વતંત્રતા, ન્યાય અને સુલેહ શાન્તિના પાયા ઉપર સંયુક્ત બ્રિટિશ સામ્રાજ્યના મહાન્ વારસાને નિભાવીશ."

### હિન્દના રાજાઓ અને પ્રજાપ્રતિ સંદેશો.

આ જ પ્રમાણે પોતાની હિન્દની શહેનશાહતના દેશી રાજાઓ અને પ્રજા ઉપર નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જે પોતાના રાજ્યપદારોહણનો ઉદ્દઘોષ કરનારો સંદેશો મોકલાવી આપ્યો. સને ૧૯૦૫ માં હિન્દમાં પોતે કરેલી મુસાફરી દરમિયાન જે અનુભવો તેમના હૃદયમાં ઠર્યા હતા, તેની ગંભીર અસર તે નામદારે તેમાં દર્શાવેલી છે. મર્હુમ મહારાણીશ્રી વિક્ટોરિયાએ પરોક્ષરીતે અને મર્હુમ શહેનશાહ સપ્તમ એડવર્ડે પ્રત્યક્ષ રીતે હિન્દના રાજવહિવટ સાથે સંકળાયેલી જોખમદારીઓ સંબંધી માહિતી મેળવીને જે અંગત સ્નેહભાવ દર્શાવ્યો હતો, તેનું ભાન પણ આ સંદેશામાં યોગ્ય રીતે કરાવેલું છે. વળી નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જે હિન્દના લોકોની હાજતો સમજીને તેમને ન્યાય આપવાને અને સુખી કરવાને જે ભલી ઇચ્છા ધરાવે છે, તેનો પણ પડઘો એ સંદેશામાં તાદૃશ્ય થાય છે. એ યાદગાર સંદેશો નીચે મુજબ છેઃ—

"The lamented and unlooked-for death of my dearly loved father calls me to ascend the throne that comes to me as the heir of a great and ancient line.

" As King and Emperor I greet the Princes, the Ruling chiefs, and all the other dwellers in my Indian dominions. I offer you my heartfelt thanks for the touching and abundant manifestation that this event has called forth from all the diverse races, classes, and faiths in India, of loyalty to the Sovereign Crown, and personal attachment to its wearers.

" Queen Victoria of revered memory addressed her Indian subjects and heads of Feudatory States when she assumed the direct government in 1858; and her august son, my father, of honoured and beloved name, commemorated the same most notable event in his address to you fifty years later. *These are the charters of the noble and benignant spirit of Imperial rule, and by that spirit in all my time to come I will faithfully abide.*

" By the wish of his late Majesty, and following his own example, I visited India five years ago, accompanied by my Royal Consort. We became personally acquainted with great kingdoms known to history, with monuments of a civilisation older than our own, with ancient customs and ways of life, with native rulers, with the peoples, the cities, towns, villages, throughout those vast territories.

" Never can either the vivid impressions or the affectionate associations of that wonderful journey vanish or grow dim.

" Firmly I confide in your dutiful and active co-operation in the high and arduous tasks that lie before me, and I count upon your ready response to the earnest sympathy with the well-being of India, that must ever be the inspiration of my rule."

**ભાવાર્થ:—**" મારા સ્નેહભરી રીતે ચાહેલા પિતાના શોચનીય અને અણધારેલા મરણથી મહાન્ અને પ્રાચીન રાજવંશના વારસ તરીકે ઉતરી આવેલી રાજગાદી ઉપર હું આવ્યો છું.

" રાજા અને શહેનશાહ તરીકે હું મારા હિન્દના રાજ્ય પ્રદેશોમાંના રાજાઓ, રાજકર્ત્તાઓ, ઠાકોરો અને બીજા સઘળા વતનીઓને આવકાર આપું છું. આ પ્રસંગે હિન્દમાંની સઘળી જુદી જુદી કોમો, વર્ગો અને ધર્મોવાળી સઘળી પ્રજામાં બ્રિટિશ સામ્રાજ્યના તાજ તરફની વફાદારી અને તેને ધારણ કરનારાઓ તરફના અંગત સ્નેહભાવના જે અસરકારક અને પુષ્કળ ઉભરાઓ નીકળેલા છે તેને માટે હું અંતઃકરણપૂર્વક તેમનો આભાર માનું છું.

" ચિરસ્મરણીય મહારાણીશ્રી વિક્ટોરીઆએ સને ૧૮૫૮ માં હિન્દનો સીધો રાજવહિવટ પોતાના હાથમાં લીધો, ત્યારે પોતાની હિન્દની પ્રજા અને તાબાના રાજ્યના મુખીઓને ઢંઢેરો મોકલાવી આપ્યો હતો; અને તે નામદારના પ્રતાપી પુત્ર અને માનનીય અને પ્રિય સ્મરણવાળા મારા પિતાએ ૫૦ વર્ષ પછીથી એ જ અતિશય પંકાયેલા પ્રસંગને પોતાના ઢંઢેરાથી સ્મરણીય કર્યો હતો. **શહેનશાહી રાજ્યના ઉદાર અને કલ્યાણકર ઉચ્ચાશયને દર્શાવનારા આ ઢંઢેરાઓ છે અને હું મારા ભવિષ્યના સઘળા રાજ્યઅમલમાં નિષ્ઠાથી એ જ આશયને વળગી રહીશ.**

" મર્હુમ શહેનશાહની ઇચ્છાથી અને તે નામદારના પોતાના દૃષ્ટાંતને અનુસરીને મારી પત્ની સાથે પાંચ વર્ષ પૂર્વે મેં હિન્દની મુલાકાત લીધી હતી. અમે, ઇતિહાસમાં જાણીતાં થયેલાં મહાન રાજ્યો સાથે, અમારા કરતાં પણ વધારે પ્રાચીન સુધારાનાં સ્મરણચિહ્નો સાથે, પ્રાચીન રૂઢીઓ અને જીવનના વ્યવહારો સાથે, દેશી રાજાઓ સાથે, એ સમગ્ર વિશાળ પ્રદેશોમાંની પ્રજાઓ, શહેરો, નગરો અને ગામો સાથે અંગતપણે જાણીતાં થયાં હતાં.

" એ આશ્ચર્યકર મુસાફરીની જીવંત અસરો અથવા તો તેના અંગના સ્નેહભર્યા સમાગમો કદી પણ નાશ પામશે નહિ, અગર ઝાંખા થશે નહિ."

" મારી આગળ જે ઉચ્ચ અને મુશ્કેલ કર્ત્તવ્યો પડેલાં છે, તેમાં તમારી કર્ત્તવ્યનિષ્ઠ અને સક્રિય સહાનુભૂતિમાં હું દઢપણે વિશ્વાસ રાખું છું અને હિન્દુનું કલ્યાણ જે હમેશાં મારા રાજ્યઅમલનું પ્રેરક બલ થવું જોઇએ તે માટે તમારા આતુર સમભાવના સક્રિય પ્રતિ ઉત્તરની હું આશા રાખું છું."

આ પ્રમાણે બ્રિટિશ સામ્રાજ્યનાં જુદાં જુદાં મુખ્ય ખાતાં, રાજ્ય-સંસ્થાનો અને હિંદુસ્તાનમાં મોકલાવેલા આવા સંદેશાઓમાં ખુલ્લી રીતે નામદાર શહેનશાહની ન્યાયબુદ્ધિ, સ્નેહભાવ અને શુદ્ધ અંતઃકરણ દષ્ટિ-ગોચર થાય છે. આ સમયે તે નામદારનો રાજ્યઅમલ તરતનો જ શરૂ થયેલો છે, એટલે તેઓ રાજ્યપદનો ઉક્ત સંદેશાઓમાં દર્શાવેલો પોતાનો ઉચ્ચ આશય કેવી રીતે સફળ કરવા ધારે છે, તે ઉપર મત બાંધવાને ઘણા પ્રસંગો આપણને મળી આવતા નથી પરન્તુ તેમના ભૂતકાળના જીવને તે નામદારનો એ ઉચ્ચ આશય છે, એમ બતાવી આપ્યું છે. સાંપ્રત સમયની પ્રજાઓમાં હલમલી રહેલાં પ્રજાશાસક તત્ત્વોનું અસ્તિત્વ તેમણે સ્વીકાર્યું છે એમ આપણે જોયું છે. એ તત્ત્વો સાથે સમભાવથી કામ લેવામાં આવતાં રાજ્સાશક ધોરણ સારી રીતે ખીલી શકે એમ છે, એ પણ તે નામદાર સારી રીતે સમજે છે. પોતાની શહેનશાહતની પ્રજાને જાતે જોવાને અને તેમની માગણીઓ જાતે સાંભળવાને તથા જાતહિત કરતાં તેમની હાજતોને અગ્રસ્થાન આપવાને ટેવાયલા છે; અને એમનો એ ઉદ્દેશ આપણને એમની મુસાફરીમાં પ્રત્યક્ષ થયેલો છે.

નામદાર જ્યૉર્જ ધર્મના પણ રક્ષક છે. પોતાના તાબાની પ્રજાને પોતપોતાની મરજી મુજબ ધર્મ પાળવા દેવાની નીતિના તેઓ ચુસ્ત હિમાયતી છે. એ જ કારણથી રાજ્યગાદી ઉપર આવવા સાથે રાજાને લેવાનાં સોગંદનામામાં તેમણે કેટલોક યોગ્ય ફેરફાર કરાવ્યો અને પોતાની કૅથૉલિક પ્રજાની લાગણી દુઃખાય એવા કેટલાક શબ્દો કાઢી નંખાવ્યા.

નામદાર શહેનશાહના અત્યાર સૂધીના આવા અનુભવથી બધા એકે અવાજે કબુલ કરે છે, કે તેમનું રાજ્ય યશસ્વી નીવડશે અને હિન્દની પ્રજાની લાગણીનો પડઘો પાડતાં અમે પણ ઇચ્છીએ છીએ કે તે નામદારનો રાજ્યઅમલ વિશેષ યશસ્વી નીવડો અને હિન્દનું શ્રેય તથા પ્રેય એ નામદારને હાથે થાઓ. સમર્થ પ્રભુ એ શુભ કાર્યમાં નામદાર જ્યૉર્જને સહાય થાઓ.

**Long live the King-Emperor.**

**નામદાર શહેનશાહ ઘણું જીવો !**



**ભાવાર્થ:**—" મારા સ્નેહભરી રીતે ચાહેલા પિતાના શોચનીય અને અણધારેલા મરણથી મહાન્ અને પ્રાચીન રાજવંશના વારસ તરીકે ઉતરી આવેલી રાજગાદી ઉપર હું આવ્યો છું.

" રાજા અને શહેનશાહ તરીકે હું મારા હિન્દના રાજ્ય પ્રદેશોમાંના રાજાઓ, રાજકર્ત્તાઓ, ઠાકોરો અને બીજા સઘળા વતનીઓને આવકાર આપું છું. આ પ્રસંગે હિન્દમાંની સઘળી જુદી જુદી કોમો, વર્ગો અને ધર્મોવાળી સઘળી પ્રજામાં બ્રિટિશ સામ્રાજ્યના તાજ તરફની વફાદારી અને તેને ધારણ કરનારાઓ તરફના અંગત સ્નેહભાવના જે અસરકારક અને પુષ્કળ ઉભરાઓ નીકળેલા છે તેને માટે હું અંતઃકરણપૂર્વક તેમનો આભાર માનું છું.

" ચિરસ્મરણીય મહારાણીશ્રી વિક્ટોરીઆએ સને ૧૮૫૮ માં હિન્દનો સીધો રાજવહિવટ પોતાના હાથમાં લીધો, ત્યારે પોતાની હિન્દની પ્રજા અને તાબાના રાજ્યના મુખીઓને ઢંઢેરો મોકલાવી આપ્યો હતો; અને તે નામદારના પ્રતાપી પુત્ર અને માનનીય અને પ્રિય સ્મરણવાળા મારા પિતાએ ૫૦ વર્ષ પછીથી એ જ અતિશય પંકાયેલા પ્રસંગને પોતાના ઢંઢેરાથી સ્મરણીય કર્યો હતો. **શહેનશાહી રાજ્યના ઉદાર અને કલ્યાણકર ઉચ્ચાશયને દર્શાવનારા આ ઢંઢેરાઓ છે અને હું મારા ભવિષ્યના સઘળા રાજ્યઅમલમાં નિષ્ઠાથી એ જ આશયને વળગી રહીશ.**

" મર્હુમ શહેનશાહની ઇચ્છાથી અને તે નામદારના પોતાના દષ્ટાંતને અનુસરીને મારી પત્ની સાથે પાંચ વર્ષ પૂર્વે મેં હિન્દની મુલાકાત લીધી હતી. અમે, ઇતિહાસમાં જાણીતાં થયેલાં મહાન રાજ્યો સાથે, અમારા કરતાં પણ વધારે પ્રાચીન સુધારાનાં સ્મરણચિહ્નો સાથે, પ્રાચીન રૂઢીઓ અને જીવનના વ્યવહારો સાથે, દેશી રાજાઓ સાથે, એ સમય વિશાળ પ્રદેશોમાંની પ્રજાઓ, શહેરો, નગરો અને ગામો સાથે અંગતપણે જાણીતાં થયાં હતાં.

"એ આશ્ચર્યકર મુસાફરીની જીવંત અસરો અથવા તો તેના અંગના સ્નેહભર્યા સમાગમો કદી પણ નાશ પામશે નહિં અગર ઝાંખા થશે નહિં."

" મારી આગળ જે ઉચ્ચ અને મુશ્કેલ કર્ત્તવ્યો પડેલાં છે, તેમાં તમારી કર્ત્તવ્યનિષ્ઠ અને સક્રિય સહાનુભૂતિમાં હું દઢપણે વિશ્વાસ રાખું છું અને હિન્દનું કલ્યાણ જે હમેશાં મારા રાજ્યઅમલનું પ્રેરક બલ થવું જોઇએ તે માટે તમારા આતુર સમભાવના સક્રિય પ્રતિ ઉત્તરની હું આશા રાખું છું."

રાજ્યાભિષેકના સુપ્રભાતમાં "સેન્ટ જેમ્સીસ પાર્ક"માંથી ૨૧ તોપોના અને ટાવર (બુરજ) ઉપરથી ૪૧ તોપોના ધડાકા કરી આ માંગલિક પ્રસંગનો આરંભ કરવામાં આવ્યો. આ આરંભ થવા આગમચ જે મહોલ્લાઓ રાતની વખત શાંત રહેતા હતા, તે લોકોનાં પસાર થતાં ટોળાંની હલકથી હલમલી રહ્યા. અંદોબસ્ત રાખનારી પોલીસની ટુકડીઓ, પ્રસંગે ભાગ લેનારી લશ્કરી ટુકડીઓ પેહેલેથી પોતાના ઠરાવેલા માર્ગે જઈ પહોંચવાને રાજમાર્ગોમાંથી પસાર થવા લાગી. લગભગ ૪૫ હજાર અમલદારો અને લશ્કરીઓને વ્યવસ્થાસર ગોઠવવાનું કામ લૉર્ડ કિચનરે ઉપાડી લીધું હતું. રાતના બે વાગ્યાથી હજારો લોકોએ "ટ્રફાલ્ગર સ્કવૅર" "હાઇડપાર્ક" વગેરે મુખ્ય મુખ્ય લત્તાઓ રોકી દીધા હતા. અને સરઘસ જતું જોવાની સગવડ સારૂ ઉભા કરેલા માંચડા ઉપર પોતપોતાની બેઠક લઈ લીધી હતી. રસ્તાનાં ભયવાળાં મથકોએ લોકોનું દબાણ અને ધસારો વિશેષ ન થાય, તે સારૂ ખાસ ઘોડેસ્વાર ટુકડીઓ ગોઠવાઈ ગઈ હતી. ઠઠબંધ એકઠાં થયેલાં ટોળાંની પાણી આદિની બીજી હાજતો પૂરી પાડવાની સઘળી વ્યવસ્થા રીતસર કરવામાં આવી હતી તથા ઈજા પામેલાઓને લઈ જનારી ગાડીઓ પણ ફરતી રાખવામાં આવી હતી.

પ્રસંગને અનુસરીને રાજમાર્ગોને શણગારવાની સંપૂર્ણ વ્યવસ્થા પણ થઈ હતી. જ્યાં ત્યાં ફુલોનાં શણગારવાળાં આરકાંઓ ઉભાં કરવામાં આવ્યાં હતાં અને રંગબેરંગી ધજાપતાકાઓ તથા રંગીન ચિતાર સાથની તરેહવાર આકૃતિઓવાળા ઝુંડાઓ ફરફરી રહ્યા હતા.

સવારમાં છ વાગતાં વેસ્ટમિન્સ્ટરના દરવાજા ઉઘાડી નાંખવામાં આવતાં લગભગ સાત–આઠ હજાર માણસનું જુથ દેવળમાં ભરાયું. તેમાં ન્યાયાધીશો, ધર્મગુરૂઓ, પ્રસિદ્ધ ઉમરાવો, કળા, વિજ્ઞાન અને સાહિત્યમાં પ્રસિદ્ધ થયેલા સજ્જનો, આમની સભાના દરબારી પોષાકમાં સજ્જ થયેલા સભ્યો વિગેરે જણાતા હતા. ઉમરાવજાદીઓ પણ પોતપોતાનો નાનો મુગટ પોતાની પાસે લઈને બેઠી હતી. એક પાસ જેમ વેસ્ટ-મિન્સ્ટરમાં લોકો પોતપોતાને સ્થાને ગોઠવવામાં રોકાઈ ગયા હતા, તેમ બીજી પાસ બકિંગહામ મહેલમાં રાજ્યાભિષેકનું સરઘસ ગોઠવવાની તજ-વીજ ચાલુ થઈ ચૂકી હતી.

સવારમાં ૭ા વાગ્યા સૂધી તો ઋતુ બહુ ખુશનુમા અને ખુલ્લી હતી. પરન્તુ સરઘસ નીકળવાને સમયે કાંઈક છીપછાંટ પડવા માંડી. આથી



નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા અને શહેનશાહ રાણી મેરીની વેસ્ટ મિનસ્ટર દેવળમાં તાજ પોષીની ક્રિયા.
તા. ૨૨ મી જુન ૧૯૧૧.

## તાજ પહેરાવવાની ક્રિયા.

નામદાર શહેનશાહ અને શહેનશાહ રાણીએ પોતાની બેઠક લીધા પછી તાજ પહેરાવવાની દબદબા ભરી ક્રિયા કેન્ટરબરીના વડા ધર્માધ્યક્ષે કરાવી. પ્રથમ તે નામદારો વેદી સમક્ષ ઘુંટણમંડીયે પડ્યાં અને પ્રાર્થના કરવામાં આવી. તે પછી વડા ધર્માધ્યક્ષે જ્યૉર્જને બ્રિટિશ શહેનશાહતના નિઃશંક રાજકર્તા તરીકે રજુ કર્યા અને ત્યાં હાજર રહેલા સર્વ જણાએ "ઘણું જીવો નામદાર રાજા અને ઘણું જીવો રાણી," "ઈશ્વર એમને સલામત રાખો" એવા પોકારોથી તે નામદારોને વધાવી લીધાં. તે પછી કેટલીક પૌરાણિક ધાર્મિક ક્રિયા થયા પછી યૉર્કના ધર્માધ્યક્ષ ડૉક્ટર લૅંગે સર્વ સાંભળે એવી રીતે નીચલું ધર્મોપદેશનું ભાષણ કર્યું:—

"આ મહાન્ દિવસ આવી પહોંચ્યો છે. પોતાની પ્રજાના લાખો લોકોની સ્નેહાળ રાજ્યનિષ્ઠાથી ઉત્તેજીત થઈ, તથા તેમની પ્રભુસ્તુતિઓથી ઉત્સાહિત બની ઈશ્વર પાસેથી પવિત્રતા અને રાજ્યમુગટ પ્રાપ્ત કરવાને અહીં નામદાર રાજા પધારેલા છે. ઇતિહાસમાં માનનીય થયલા વંશથી ઉતરી આવેલી રાજ્યગાદી તેમને મળી છે. પ્રભુના શબ્દો યાદ કરો. "જેઓ મારી સેવા ઉઠાવે છે તેમની વચ્ચે હું આવું છું." જે રીતિએ પ્રભુએ આ રાજ્ય સંપાદન કરેલું છે અને તેના ઉપર અમલ કરે છે, એ આ શબ્દોથી જણાય છે.

"પ્રભુનો નામદાર-રાજાને મળેલો આ સંદેશો છે. પ્રજાસેવા એ રાજ્યપદનું લક્ષણ છે. પ્રભુ અને પ્રજાની સેવા ઉઠાવવા વાસ્તે રાજા પ્રજાના આગેવાન કહેવાય છે. તેઓ પ્રભુના સેવક છે. તરવાર, ગોળો અને રાજતાજ, એ ચિહ્નોદ્વારા પ્રભુની વેદી ઉપરથી તેઓ આ રાજ્યપદ ધારણ કરે છે. પ્રભુએ સેવકને સોંપેલી એ થાપણ છે. આપણા રાજાને માટે પ્રભુની એવી સ્તુતિ કરો, કે તેઓ પ્રભુએ મુકેલા વિશ્વાસને પરિપૂર્ણ કરવાને સમર્થ થાય. તેઓ પ્રજાની સેવા ઉઠાવનાર છે. સ્વદેશની પ્રજા વચ્ચે, હિન્દના લાખો લોક વચ્ચે, દરિયાપારની જુવાન, પ્રબળ, પ્રજાઓ વચ્ચે રહેવું, ખાનગી તેમ જ સ્થાનિક લાભો કરતાં વિશેષ ઉચ્ચ સ્થિતિએ રહી સઘળાના હિતનો વિચાર કરવો, સર્વ સાધારણ ઉચ્ચાશયો સર્વ સાધારણ સ્વાર્થત્યાગો, અને સર્વ સાધારણ સ્મરણચિહ્નોને સાંકળીને એકત્રિત કરવાં આ સર્વે ખરેખર રાજાનું જીવન છે. પ્રભુની સ્તુતિ કરો, કે એવું જીવન જીવવાને આ નામદાર રાજા તેમની કૃપાથી સમર્થ થાય.

"પ્રધાનમંડળરૂપી સહધર્મચારિણીની તેમને મદદ છે, અને એ ખ્રીસ્તિ રાજ્ય પરંપરાગત યશ જાળવવામાં તેમને સહાય આપશે અને માતાના હૃદયથી પ્રજાની ચિંતામાં દુઃખમાં અને શ્રમમાં પોતાનો સમભાવ દર્શાવશે. પ્રભુની સ્તુતિ કરો, કે તેઓ આ સુજ્ઞતાનો ઉચ્ચ આશય પ્રાપ્ત કરે.

"પણ રાજા પોતાની સાથે પોતાની પ્રજાને પણ સહચારી કરે છે. પ્રજાના જીવન માટે તથા તેના પ્રતિનિધિ માટે આજનો પવિત્ર દિવસ છે. આપણા પિતાના પ્રભુની સેવામાં આજે એકરાર ઉપર મહાન પ્રજાએ પોતાનાં સીક્કો અને મહોર મારવાં; કારણ પ્રભુની સેવામાં સંપૂર્ણ સ્વતંત્રતા છે. દુનિયાની પ્રજાઓમાં, મનુષ્યોની નેક નીતિ, સુલેહશાંતિ અને ન્યાયના પવિત્ર કાર્યને ઉઠાવનાર પ્રજા તરીકેનું માન તે મેળવે.

"છેવટે પોતાની પ્રજાની સેવામાં પોતાના રાજાને અનુસરવાનો આપણને હક મળેલો છે. જુદા જુદા પ્રમાણમાં પ્રભુએ આપણને જાહેર પ્રજા સંબંધી જોખમદારી, લાગવગ અને અનુભવની બક્ષીસો આપેલી છે. તો પછી આપણા પિતાની આ ભૂમિની સેવામાં પ્રભુ અને રાજાની ખાતર આ દિવસને પવિત્ર ગણો. પોતાના પુત્રો અને પુત્રીઓની સ્નેહાળ રાજ્યનિષ્ઠાનો હક કદી પણ ફરી શકે એવો નથી. આ સ્વદેશમાં તેમ જ દરીયાપારના દેશોમાં ગમે ત્યાં આપણે હઈશું, પણ મનુષ્યોની વચ્ચે જ આપણે સદા રહીશું, એવા દૃઢ અને ઉચ્ચ નિશ્ચયથી, ભવિષ્યના કાર્યમાં ચાલો આપણે સામેલ થઈએ. તેમાટે આપણે પ્રભુને તેમ જ રાજાને આપણો મુજરો અર્પણ કરીએ છીએ. શ્રદ્ધા, વિશ્વાસ અને સત્યને આપણે વળગી રહીશું અને તે ખાતર મરીશું. પ્રભુ આપણને મદદ કરો."

આ પ્રમાણે ધર્મોપદેશ સમાપ્ત થતાં નામદાર શહેનશાહ જ્યોર્જે પ્રતિજ્ઞાના સોગંદ લીધા અને ધર્મપુસ્તકમાં સોગંદનામાપર પોતાની સહી કરી એટલે 'પ્રભુ રાજાને સલામત રાખો' એવા પોકારો સર્વત્ર ગાજી રહ્યા. તે પછી 'ઝેડોક ધર્મગુરૂ'વાળું પ્રભુગીત ગાવામાં આવ્યું અને તે દરમ્યાન નામદાર રાજાને પવિત્ર તેલ મર્દન કરવાની ક્રિયા કરાવવામાં આવી. પવિત્ર તેલનું ગરૂડપક્ષી ઉમરાવો રોઝબરી, ક્રુ, કેડોગન તથા મિન્ટોએ પકડ્યું હતું. આ ક્રિયા ખલાસ થતાં કેન્ટરબરીના ધર્માધ્યક્ષે નામદાર જ્યોર્જને શિરે મુગટ પહેરાવવાની ક્રિયા કરી. સર્વોપરી આ ક્રિયા સમાપ્ત થતાં દેવળ બહાર વાજાં વાગી રહ્યાં અને ટાવર ઉપરથી તોપોના ધડાકાઓ ચાલી રહ્યા. હર્ષના ઘંટા વાગતાં પાર્લામેન્ટ મહોલ્લામાં ભેગાં થયલાં લોકોએ રાજગીત લલકારવા માંડ્યું. સર્વત્ર "પ્રભુ રાજાનું રક્ષણ કરો" એવા હર્ષનાદો ગજી ઉઠ્યા.



H.R.H. THE PRINCE OF WALES

નામદાર પાટવી કુંવર એડવર્ડ આલ્બર્ટ.

જન્મ. ઈ. સ. ૧૮૯૪.

The 'Lakshmi Art'—Byculla.

(૧)

આજે ગુર્જરો વંદી ગણેશને, ઇચ્છે આટલો વર ઈશ પાસ;
જીવો જ્યૉર્જ પાંચમો.— ૧.
જેના પિતામહીના પ્રભાવથી, ટળ્યા જાલમ જુલમીના ત્રાસ;
જીવો જ્યૉર્જ પાંચમો.— ૨.
જેના સુલેહ રક્ષક તાતથી, લાધ્યું હિન્દ ખરાબે ન લેશ;
જીવો જ્યૉર્જ પાંચમો.— ૩.
જેના સમવૃત્તિ શાણા સચીવના, બોલ જગ બધું કહે બેશ બેશ;
જીવો જ્યૉર્જ પાંચમો.— ૪.
આ હવે જાયો જાજરીઓ આવે વળે, જ્યૉર્જ જ્યોતિનો પુંજ નરેશ;
જીવો જ્યૉર્જ પાંચમો.— ૫.
પ્રભુ વૈભવ સૌ એને આપજે, તંદુરસ્તી, વસ્તી ને આયુષ્ય;
જીવો જ્યૉર્જ પાંચમો.— ૬.
પ્રભુ મહેર કરી રાણી મેરીને, બાળ ગોપાળ સહ રાખો ખુશ;
જીવો જ્યૉર્જ પાંચમો.— ૭.
આજે ઓગણીસેં અગીઆરની, જુન બાવીસમી ગુરૂવાર;
જીવો જ્યૉર્જ પાંચમો.— ૮.
અભિષેક થયો ઈંગ્લંડમાં, તેનો બોલીએ જયજયકાર;
જીવો જ્યૉર્જ પાંચમો.— ૯.

મણીલાલ છબારામ ભટ્ટ.

---

[૨]

"રે જનો દયા ધરો! જુલ્મ કાં તમે કરો"—
અથવા—Tramp Tramp (એ રાહ.)

હરખ હિન્દમાં અતી—બ્રિટિશ રાજ્યનો પતિ,
ખુશ મતિથી આજ તાજ લે સરે!
રાજવંશનો દીવો—જ્યૉર્જ! તું ઘણું જીવો!
પ્રાર્થના પ્રભુની હુલ પ્રજા કરે!

[કોરસ.]

ધન્ય! ધન્ય! ધન્ય! ધન્ય! ધન્ય!
ધન્ય છે ખુશી—ખુશાલી આજની!
જય તને સદા મળો! રાજવંશને ફળો—
તાજ પોષી આજ જ્યૉર્જ રાજની!

* * *

હિન્દની ચડે પ્રજા, અખંડ આ ઉડો ધજા !
સુખ અમોને તુજ અમલમાં બહુ મળો !
રાજભવ સફળ તરો ! શત્રુઓ સદા મરો !
તુજ પ્રજાનાં આશિષો તને ફળો !

[ કોરસ. ]

મહારાણી મેરી સંગ—ભોગવો સુરાજ્ય-રંગ !
' વિક્ટરી[1] 'નો વાવટો ઉડાવજો !
સાર્વભોમ ભુપતિ !—લોકપ્રિય થઈ અતિ—
અખંડ રાજ—તાજને દિપાવજો !

[ કોરસ. ]

ઘડિ મુબારક આજની !—અમર રાજ-તાજની,
ધન્ય, ધામ, કીર્તિ, નામ પામજો !
ભવ્ય રાજ ભોગવી—સુયોગ—જોગ, જોગવી,
જશ તમારો કુલ જહાંને જામજો !

[ કોરસ. ]

રાજવંશી આ સરો—પર પ્રભુ દયા ધરો
શત્રુથી, વિપતથી સઉ બચાવજો !
દાદિની દુવા ફલો ! અમલ તુજ થજો ભલો !
બુલંદ તુજ સિતારો નિત્ય ફાવજો !

[ કોરસ. ]

દા૦ એ૦ તારાપોરવાળા.

---

We crown thee with the crown of loyal love,
Hope of the years to be,
Sole right divine, thy people's hearts are thine
In tribute glad and free :
From realms afar, from ocean's furthest bounds
An Empire's faith we bring,
And with one heart to-day, one Voice we pray
"God bless, God save the King !!"

Mary Farrah.

---

૧ 'વિક્ટરી'=વિજય.

સરકારના કેળવણી ખાતા તરફથી પણ નામદાર મહારાજા જ્યૉર્જ પાંચમાના રાજ્યાભિષેક (કે જન્મ)ના માંગલિક સમારંભને પ્રસંગે દરેક નિશાળમાં નીચેનો લેખ વાંચી સંભળાવવામાં આવ્યો હતો:—

**મોટા ઓચ્છવનો દિવસ:**—પ્રિય વિદ્યાર્થીઓ, શિક્ષક ભાઈઓ અને અન્ય ગૃહસ્થો, આ મોટા ઓચ્છવનો સમય છે તે તમે સર્વે જાણો છો. આખા રાજ્યમાં ગામેગામ ને ઘેર ઘેર આનંદ રેલાઈ રહ્યો છે; અને એ આનંદ આપણા ચહેરા ઉપર ખુલ્લો જણાઈ આવે છે. આ આપણા પરમ કૃપાળુ શહેનશાહને ઈંગ્લાંડના માહારાજા પાંચમા જ્યૉર્જને રાજ્યાભિષેક થવાનો (પાંચમા જ્યૉર્જના જન્મ દિવસનો) માંગલિક અવસર છે. રાજા એ પ્રજાના પાલક ને પિતા સમાન છે ને તેમનો મંગળ દિવસ તે આખી પ્રજાનો મંગળ દિવસ છે. એ ઓચ્છવ આપણે ઉમંગથી ઊજવવા એકઠા થયા છીએ.

**મહારાજાશ્રીના આજ સુધીના જીવનનો ટૂંકો વૃત્તાંત:**—પ્રથમ આપણે મહારાજાશ્રીના આજ સુધીના જીવનનું ટુંકામાં અવલોકન કરીએ. એમનો જન્મ ઇ. સ. ૧૮૬૫ ના જુન માસની ૩ જી તારીખે થયો હતો. એમને તેમજ એમના વડીલ બંધુ પ્રિન્સ આલ્બર્ટ વિક્ટરને બાળપણથી એકજ પ્રકારની કેળવણી આપવામાં આવી હતી. બન્નેને રેવરન્ડ જોન નીલ ડાલ્ટન નામના પ્રખ્યાત શિક્ષકની દેખરેખ નીચે દરિયાઈ લશ્કરને લગતી તાલીમ મળી હતી. એઓ રાજકુમાર હતા તોપણ એમના અભ્યાસ ને વ્યવસ્થાના નિયમો બીજા શિષ્યોના જેવાજ હતા; માત્ર સુવાની એમને માટે અલાયદી ગોઠવણ હતી. બે વર્ષમાં એ અભ્યાસ પૂરો કરી એઓ પહેલા વર્ગનું પ્રમાણપત્ર મેળવવામાં ફતેહમંદ થયા. ત્યારબાદ એમ ઠર્યું કે વધુ કેળવણી આપવા એમને લાંબી મુસાફરીએ લઈ જવા; કેમકે પશ્ચિમના સુધરેલા દેશોમાં મુસાફરી કેળવણીનું અગત્યનું અંગ ગણાય છે. ઇ. સ. ૧૮૭૯ ના ઑગષ્ટ માસમાં એ પ્રમાણે તેમની મુસાફરી માટે ઘટતી ગોઠવણ કરવામાં આવી. પ્રથમની મુસાફરીમાં જિબ્રાલ્ટર, મિનોર્કા, પેલર્મો, મેસિના, તથા આફ્રિકાને કિનારે મદિરા, કેનેરિ બેટ વિગેરે અને વેસ્ટ ઈંડિઝ, ટાપુઓમાં ત્રિનિદાદ, જેમેકા વિગેરેમાં થઇને બર્મ્યુડાઝથી પોર્ટસ્માઉથ પાછા ફર્યા, બે એક માસ કિનારે ગાળ્યા પછી ફરી લાંબી મુસાફરીએ જવાની તૈયારી થઈ. આ મુસાફરી દરમિયાન લગભગ આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરવામાં આવી. આફ્રિકામાં કેપડી વર્ડ ટાપુને રસ્તે થઈને દક્ષિણ અમેરિકામાં મૉન્ટિ વિડિઓ, ફૉકલેંડ બેટ વગેરે સ્થળે તેમણે મુકામ કર્યો હતો, અને ત્યાંથી ફરી કેપ ઑફ ગુડ હોપને રસ્તે ઑ-

સ્ટ્રેલેશિઆના બંદરો તરફ વળ્યાં હતાં, ત્યાંથી શેંગહાઈ, હૉંગકૉંગ, સિંગાપોર, કોલંબોમાં ગયા, અને સ્વેઝની નહેરને માર્ગે જેરૂસલમ, એથેન્સ ને જિબ્રાલ્ટર થઈને ઈ. સ. ૧૮૮૧ ના ઑગષ્ટમાં તેઓ સ્વદેશ પાછા ફર્યા. આ મુસાફરીમાં તેમને ઘણું જોવાનું ને જાણવાનું મળ્યું અને તેમના જ્ઞાનમાં ઘણો વધારો થયો. રાજકુમારને માથે એમના મોટા ભાઈ હોવાથી પોતે ઇંગ્લાંડની રાજ્યગાદીના પ્રથમ વારસ નહોતા, એ બીના દૈવેચ્છાથી દરીઆઈ લશ્કર ખાતાનો અભ્યાસ ચાલુ રાખવામાં તેમને બહુ મદદગાર થઈ પડી. એ ખાતામાં જુદા જુદા અમલદાર તરીકે ચાર વરસ નોકરી કર્યા બાદ તેમણે રોયલ નેવલ કૉલેજમાં (રાજ્યની નૌકાસૈન્યની પાઠશાળા) અને અન્ય સ્થળે અભ્યાસ કર્યો હતો. ઇ. સ. ૧૮૯૦ માં તેમણે મહારાણી વિક્ટોરીઆના પ્રતિનિધિ તરીકે જેમેકામાં ઔદ્યોગિક પ્રદર્શન ખુલ્લું મૂક્યું હતું.

ઈ. સ. ૧૮૯૧ મું વર્ષ રાજકુટુંબને ઘણું ભારે નીવડ્યું. ડીસેંબર માસમાં પ્રિન્સ જર્યોર્જ તાવથી સપડાયા, અને તેમને આરામ થયો એટલામાં રાજકુટુંબને કારી ઘા લાગ્યો. તેમના મોટાભાઈ આલ્બર્ટ વિક્ટર ડ્યુક ઑફ ક્લેરેન્સ સખત બીમારાથી કાળને વશ થયા. આ ખેદકારક બનાવને યોગ્ય સમય વીત્યા પછી પ્રિન્સ જર્યોર્જે જાહેરકામમાં ભાગ લેવા માંડ્યો. ઈ. સ. ૧૮૯૨ ના જુન માસની તારીખ ૧૭ મીએ એમણે અમીરોની સભામાં પ્રથમ હાજરી આપી. આ વખતે એમની ઉમર ૨૭ વરસની હતી. ઇ. સ. ૧૮૯૩ ના જુલાઇ માસની ૬ ઠ્ઠી તારીખે પ્રિન્સેસ મેરી સાથે એમનાં લગ્ન થયાં. એ શુભ પ્રસંગે આમની સભામાં મિ. ગ્લેડસ્ટને જે શબ્દો કહ્યા તેપરથી લોકોનો એમનાપર કેવો ભાવ હતો તે સ્પષ્ટ જણાઈ આવે છે. તેમણે કહ્યું કે 'આપણી પ્રજાનો ખાસ ગણાતો દરીઆઈ જીંદગીનો ઉદ્યોગ જે ખરા ભાવથી તેમણે સ્વીકાર્યો છે તેની તેમજ તેમની ઉંચી બુદ્ધિ અને આનન્દી, નિષ્કપટી ને મમતાળુ સ્વભાવની આપણે કદર પીછાનીએ છીએ અને તેથી એમની તરફ પ્રેમભાવ ધરાવીએ છીએ. સને ૧૮૯૩ માં ને તે પછીનાં વર્ષોમાં એમણે બ્રિટિશ ટાપુનાં મુખ્ય શહેરોની મુલાકાત લીધી ને રાજકુમારોને જે જે કામો કરવાં પડે છે તે સર્વમાં તેમણે પ્રજાનો પ્રેમ સપાદન કર્યો. સને ૧૯૦૧ ના જાન્યુઆરિની ૨૨ મી તારીખે 'ભલાં મહારાણી વિક્ટોરીઆ' લાંબો વખત ગાદી ભોગવી દેવલોક પામ્યાં. તેમનું સ્થાન તેમના પુત્ર 'શાંતિદાતા' સાતમા એડવર્ડે લીધું ને લગભગ દસ વરસના ટુંકા રાજ્ય દરમિયાન તેમણે 'ભલી માતાના ભલા પુત્ર' એ શબ્દો પોતાના આચરણથી ખરા કરી બતાવ્યા. ઇ. સ. ૧૯૦૫ માં રાજકુમાર જર્યોર્જ તથા

એમનાં પત્નિ પ્રિન્સેસ મેરી આપણા દેશની મુલાકાતે પધાર્યાં. એ વખતે આપણા દેશની પ્રજા ભવિષ્યનાં રાજા રાણીના દર્શનથી પોતાનું ધન્ય ભાગ્ય સમજી હતી અને અંતઃકરણનો ઉભળકો હરેક રીતે બતાવવામાં ચૂકી નહોતી. રાજકુમાર મુંબાઈથી ઈંદોર, જેપુર, બિકાનેર, લાહોર, તથા પેશાવર થઇને રાવલપિંડીને ને અમૃતસરથી ગ્વાલીઅરને પૂર્વમાં લખનોર થઈ કલકત્તે પધાર્યા હતા. ત્યાંથી રંગુન ને માંડલે થઇને દરીઆમાર્ગે મદ્રાસ જઇ પહોંચ્યા ત્યાંથી મહિસૂર, બેંગલોર, હૈદ્રાબાદ, બનારસ, કાનપૂર, અલીગઢ, ને મસુરીની મુલાકાત લીધી. પછી કવેટા થઇ કરાચી આવી ત્યાંથી સ્વદેશ પાછા ફર્યા.

એ નામદારનો આપણા પ્રતિ કેવો ભાવ છે તે હિન્દુસ્તાન છોડતાં પહેલાં તેમણે જે શબ્દો ઉચ્ચાર્યા તેપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. "આ વિસ્તીર્ણ અને ચમત્કારીક ભૂમિના જુદા જુદા ભાગમાં વસતા મારા બીજા મિત્રોને હું ખાત્રીપૂર્વક કહું છું કે પ્રેમ ને ઉપકારની લાગણી સાથે અમે આ હિન્દુસ્તાનનો કીનારો છોડીએ છીએ. અમે હિન્દુસ્તાન જોયું છે ને જાણ્યું છે. જેટલું જોયું છે તેટલાથી અમારા મનમાં વધુ જોવાની ઉત્કંઠા થશે, અને જ્ઞાતિ ને ધર્મના ભેદવગર અમારી સમસ્ત પ્રજાના હિતતરફ અમે અમારૂં દીલ લગાડીશું."

**રાજભક્તિઃ**—વળી એ પ્રસંગે એ નામદારે રાજ્યતરફ વફાદારી અને સારા ભાવ માટે આપણાં વખાણ કર્યાં હતાં, એવી રાજભક્તિ આપણાં હૃદયમાં નિરન્તર વાસ કરે અને ઈશ્વર આપણને એ સન્માર્ગે ચાલવાની બુદ્ધિ આપે એને માટે આપણે તેની હમેશ પ્રાર્થના કરવી જોઈએ. રાજા અને પ્રજા વચ્ચેનો સંબંધ પિતા ને પુત્રના સંબંધ જેવો છે. આર્ય પ્રજા, પરાપૂર્વથી રાજામાં દેવનો અંશ છે એમ ગણતી આવી છે. મનુએ રાજામાં સર્વ દેવનો અંશ છે એમ કહ્યું છે; માટે આપણા મહારાજાશ્રી પાંચમા જ્યૉર્જ જેમ આપણાપર પિતા જેવો પ્રેમ રાખે છે ને આપણું દરેક રીતે કલ્યાણ કરવા તરફ તેમની નજર છે, તેમ આપણે પણ હમેશ રાજસેવા ને રાજભક્તિમાં તત્પર રહેવું અને એમાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા આવવા ન દેવી એ આપણો ધર્મ છે. આપણી વફાદારીમાં આપણી કોઈ પણ રીતે ખામી આવે તો તેમાં આપણે ઈશ્વરના ગુનેહગાર છીએ અને આપણે માથે કૃતઘ્નતાનું કલંક બેસશે એ આપણે હમેશ લક્ષમાં રાખવું.

**બ્રિટિશ રાજ્યથી થતા લાભઃ**—બ્રિટિશ રાજ્યને પ્રભાવે આપણે કેટલા બધા લાભ મેળવવા શક્તિમાન્ થયા છીએ? આજે આપણા જાનમાલ દરેક રીતે સહી સલામત છે. આજે મહારાજાશ્રીની સેનાનું બળ વિગ્રહ ને ધુનરેજી, પરરાજ્યના હુમલા, અને અંદરના બખેડા ને મા-

રામારીથી આપણા દેશનું સરક્ષણ કરે છે. અગાઉ હિન્દુસ્તાનમાં વારંવાર વિગ્રહો ને લડાઈઓને લીધે સર્વત્ર અવ્યવસ્થા હતી ને જાનમાલ જોખમમા હતા, તેને બદલે આજે ચારે તરફ શાંતિ ને સલામતી પ્રસરી રહ્યા છે તેથી હરકોઈ પોતાનુ કામ નિશ્ચિત રહી કરી શકે છે આજે સ્ત્રીઓ નિર્ભય રીતે બહાર હરીફરી શકે છે આજે ન્યાયની અદાલતમાં એક કિનારે વાઘ ને બકરી પાણી પીતા હોય છે, તેમ રાય ને રકને સમાન ન્યાય મળે છે આજે કવેટાથી કન્યાકુમારી સુધી ને કરાચીથી કલકત્તા સુધી થોડા વખતમા નિર્ભય મુસાફરી થઈ શકે છે આજે જેને જે રૂચે તે ધર્મ તે ખીન હરકતે પાળી શકે છે આજે આગગાડી (રેલવેની) અનેક શાખાઓ દેશના જુદા જુદા ભાગોમા ફેલાઈ ગયેલી હોવાથી આપણે થોડા સમયમા બહુ મુસાફરી કરી શકીએ છીએ વેપાર રોજગારની વૃદ્ધિ થઈ છે, ને ભયકર દુકાળનુ પણ દુ ખ કમી થઈ ગયુ છે વળી આપણી માયાળુ સરકારે મોટી મોટી નદીઓમાથી દેશના જુદા જુદા ભાગોમા નહેરોની ભારે યોજનાઓ કરી ખેતરોમા પાણી પુરા પાડ્યા છે, ને ખેતીમા સુધરેલી રીતો દાખલ કરી છે, તેથી દુકાળ અગાઉ જેટલા વારવાર આવતા નથી કે ભયકર ને નાશકારક થતા નથી હાલ ઈંગ્લાડથી આવેલા દાક્તરોએ આપણા દેશની સ્થિતિનો સારો અભ્યાસ કર્યો છે ને ગટર વિગેરેની યોજનાથી ને સ્વચ્છતા સચવાય એવા નિયમોથી તેમજ કેટલાક ઔષધોના પ્રયોગથી, સૈયડ કઢાવવાથી, રસી મુકાવવાથી, અને એવા અનેક સાવચેતીના ઉપાયોથી ઘણા રોગોમાથી કેવી રીતે મુક્ત રહેવાય છે તે તેમણે સારી રીતે દર્શાવ્યુ છે આજે કેળવણીનો પ્રચાર દિન પર દિન વધતો જાય છે ને વિદ્યા, કળા આદીનો બધા વર્ગને સમાન લાભ મળવાથી દેશની સ્થિતિ આબાદ છે આજે કૃપાળુ બ્રિટિશ સરકારના આશ્રયથી મોટા મોટા શહેરો ઉભા થયા છે ને કાપડના વણાટ કામના ને એવા બીજા મોટા ઉદ્યોગોથી દેશની સમૃદ્ધિમા ઘણો વધારો થયો છે આ અને આવા અનેક પ્રકારના જે સુખો આપણે આજે ભોગવીએ છીએ તે બ્રિટિશ રાજ્યની બલિહારી છે આ ખરેખરો સત્યયુગ છે આરોગ્ય, દ્રવ્ય ને વસ્તિમા હિદુસ્તાન અગાઉ કદી પણ હતુ તે કરતા હાલ વધારે આબાદ છે પ્રજાને લૂટફાટ, ખૂન કે અન્યાયની કદી પણ ફીકર રહેતી નથી, માટે કૃતજ્ઞતાથી ને ખરા ભાવથી આપણે સર્વેએ આપણા મહારાજની ભક્તિ ને સેવામા નિરન્તર લીન રહેવુ એ આપણી ફરજ છે એ ઈગ્રેજ રાજ્યનો યશ ગાઓ પ્રભુની પ્રાર્થના કરો કે એમનુ રાજ્ય અચળ રહે, તેની કળામા દિન પર દિન વૃદ્ધિ થાય, ને મહારાજા જ્યૉર્જ પાચમા ને મહારાણી મેરી દીર્ઘાયુ ભોગવે ઘણુ જીવો મહારાજા જ્યૉર્જ, ઘણુ જીવો ઈશ્વર મહારાજાનુ રક્ષણ કરો, આમીન

---

# પ્રકરણ પંદરમું.

## દિલ્હી દરબાર.

दिल्लीश्वरा जगदीश्वराः ॥

દિલ્હી નરેશ જગ નરેશ.

"The Lord of Dehli, the Lord of the Universe."

નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમાના રાજ્યારોહણનો મંગલ ઉત્સવ બ્રિટિશ પ્રજા સમક્ષ જેમ સને ૧૯૧૧ માં તા. ૨૨ મી જુને ઈંગ્લાંડમાં પૂર ઉત્સાહથી ઉજવવામાં આવ્યો હતો, તેમ બ્રિટિશ સામ્રાજ્યના તાબાનાં રાજ્યોમાં એક અણમોલા હિરારૂપ ગણાતા (The Brightest Jewel in the British Empire) હિન્દુસ્તાનમાં ત્યાંની પ્રજા અને રાજવંશીઓ સમક્ષ પોતાના રાજ્યારોહણનો જાહેર ઉદ્ઘોષ પોતે જાતે કરવાની અને રાજ્યનિષ્ઠ હિન્દની પ્રજાને તે દ્વારા પોતાના શિરતાજ રાજરાજેન્દ્રને નજરેનજર નિહાળવાનો અલભ્ય લાભ આપવાની શુભ ઇચ્છા નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જે માર્ચ માસમાં જાહેર કરી હતી. તેને અનુસરીને હિન્દના પ્રાચીન સમયથી પાયતખ્ત ગણાતા દિલ્હી શહેરમાં સને ૧૯૧૧ ના તા. ૧૨ મી ડીસેમ્બરના માંગલિક દિવસે નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જના રાજ્યારોહણના અંગનો ભવ્ય દરબાર ભરવાનું નક્કી થયું છે.

નામદાર શહેનશાહ પોતે જાતે આટલા બધા દૂર આવેલા પોતાના તાબાના રાજ્ય પ્રદેશમાં જાતે પધારે, એ બનાવ ખરેખર અદ્‌ભુત અને અસાધારણ છે. દુનિયાંનો ઇતિહાસ તપાસતાં પૂર્વે થઈ ગયેલા કોઈ પણ મહાન્ રાજ્યના સંબંધમાં આવો અવનવો પ્રસંગ બન્યાનો દાખલો મળી આવતો નથી. આ કારણથી આવતા ડીસેમ્બર માસમાં બનનારા મહાન્ પ્રસંગ તરફ સમસ્ત સુધરેલી આલમની દૃષ્ટિ ખેંચાયલી છે અને તેથી કરીને અમેરિકા તથા બીજાં સ્થળોથી ઘણા પ્રેક્ષકો તથા વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ હિન્દમાં ઉતરી આવવાની તૈયારીઓ કરી રહેલ જણાવવામાં આવે છે.

જો કે હિન્દમાં નામદાર શહેનશાહ પોતે જાતે પધારે તે પ્રસંગે દરબાર ભરવામાં આવે, એ બનાવ પહેલવહેલો છે, તથાપિ આવો હિન્દના

રાજવંશીઓની હાજરી સાથેનો દરબાર ભરવાનો વિચાર સને ૧૮૭૫ ની સાલથી ઉદ્દભવેલો છે, એમ હિન્દની તવારીખ જોતાં જણાય છે. આ કારણથી આવા દરબારો ભરવાનાં શા કારણો છે અને તેની ઉત્પત્તિ શી રીતે થઈ હતી, તે જાણવા જેવું છે.

હિન્દમાં પહેલવહેલો દરબાર સને ૧૮૭૭ માં વાઈસરૉય લૉર્ડ લિટનના સમયમાં ભરાયો હતો. લેડી બેટી બાલ્ફરે, "લૉર્ડ લિટનનો હિન્દુસ્તાનનો કારભાર" "Lord Lytton's Indian Administration" એ નામનું પુસ્તક લખેલું છે તેમાં સને ૧૮૭૭ ના પહેલા દરબાર સંબંધી કારણો આપતાં જણાવેલું છે, કેઃ—

સને ૧૮૫૮ ની પહેલાં ઇસ્ટ ઇંડિયા કંપનીનું રાજતંત્ર હિન્દ ઉપર ચાલતું હતું અને એક રીતે કહીએ તો એ રાજતંત્ર રાજ્યવહિવટના અમૂર્ત ધોરણસર ધણીધોરીવિનાની સત્તાદ્વારા (Impersonal power of an administrative abstraction) ચાલતું હતું. સત્તાવનના બળવાથી બ્રિટિશ રાજનીતિજ્ઞોને એટલું પ્રત્યક્ષ થયું હતું, કે જો આવી અમૂર્ત સત્તાને દૂર કરી બ્રિટિશ તાજનાં ધણી નામદાર મહારાણીશ્રી વિક્ટોરીઆની નિગેહબાની હેઠળ સીધી રીતે હિન્દનો રાજવહિવટ મુકાશે, તો તેથી બ્રિટિશ રાજસત્તા વિશેષ સંગીન અને ચિરંજીવ થશે. તથા હિન્દની પ્રજા બ્રિટિશ પ્રજાના ગાઢ સંસર્ગમાં આવશે. આ વિચારને અનુસરીને સને ૧૮૫૮ માં નામદાર મહારાણીશ્રી વિક્ટોરીઆએ હિન્દના રાજવહિવટની લગામ પોતાના હાથમાં લીધી અને તે સમયથી મૂર્ત રાજસત્તા (personal Government) હિન્દમાં પ્રવર્ત્તી છે. હિન્દુસ્તાનના લોકોને આ ફેરફાર વિશેષ અનુકૂળ પડ્યો; કારણ કે પરાપૂર્વથી હિન્દવાસીઓના વિચાર અને આચારને મૂર્ત રાજશાસક સત્તા અનુકૂળ આવેલી છે અને એવા પ્રકારના રાજવહિવટથી તેઓ ટેવાયલા છે.

આ પ્રમાણે અમૂર્ત (Impersonal) રાજસત્તા મૂર્ત રાજસાશક સત્તામાં ફેરવાઈ ગઈ, તેથી તેના સ્મરણના ચિહ્ન તરીકે બ્રિટિશ રાજકર્ત્તાએ તે સંબંધી કોઈ નવી સ્મરણીય પદવી ધારણ કરવી જોઈએ, એવો વિચાર તે સમયના રાજનીતિજ્ઞોને સૂઝ્યો અને મંત્રીમંડળમાં વિચાર કરતાં સર્વાનુમતે એમ નક્કી થયું, કે એવી કોઈ બંધ બેસતી, હિન્દના રાજશાસકપણાના ચિન્હને સૂચવનારી પદવી શોધી કાઢવી. મુસલમાની રીતિ અનુસાર "મલિકા" શબ્દ રજુ થયો. એ શબ્દ મહારાણી શ્રીવિક્ટોરીયાને બરોબર શોભે તેવો હતો, પરન્તુ હિન્દુસ્તાનની દરેક રાજાની રાણીને એ પદવી લગાડવામાં આવતી હોવાથી હિન્દનાં રાજરાજેશ્વરી

મહારાણીશ્રી વિક્ટોરીઆને માટે એ સાધારણ પદવી યોગ્ય થઈ નહીં પડે તેમ એ પદવી પણ જોઈએ તેવો આશય સ્પષ્ટ કરતી નથી, એમ ઘણા વાઇસરોય અને ગવર્નર–જનરલોને લાગ્યું. અને તેઓ બીજી કોઈ વિશેષ યોગ્ય પદવી શોધી કાઢવાની મુંઝવણમાં પડ્યા. નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડ પાટવી કુંવર તરીકે હિન્દુસ્તાનની મુસાફરીએ સને ૧૮૭૫–૭૬ માં પધાર્યા, ત્યારે એ મુંઝવણ હિન્દના સત્તાધારીઓને વિશેષ તીવ્ર જણાઈ, તેથી વાઈસરોય લૉર્ડ નોર્થબ્રુકના અમલ દરમિયાન બધા સંયોગો ધ્યાનમાં લઈને એમ નક્કી થયું, કે "હિન્દુસ્તાનના શહેનશાહ"–સર્વે રાજાઓના રાજા, રાજરાજેંદ્રની પદવી વિશેષ અનુકૂળ થઈ પડશે.

સને ૧૮૭૬ ના ઑગસ્ટ માસમાં હિન્દના વાઇસરોય લૉર્ડ લિટનને એ વિશેની ખબર આપવામાં આવી. "Empress of India"નો યોગ્ય આશય કૈસર–આઈ–હિન્દના ખિતાબથી સ્પષ્ટપણે ગૌરવ સચવાવાની સાથે સમજાય છે. આ ઇલ્કાબ ટૂંકો, મધુરો અને ચક્રવર્ત્તી રાજ્યનું મહત્વ સૂચવે છે. વળી પૂર્વના ઇતિહાસમાં રોમન રાજાઓને "કૈસર–આઈ–રૂમ" તરીકે જણાવેલા છે અને મધ્ય એશીઆના શહેનશાહો હજી પણ "કૈસર–આઈ–રૂમ" તરીકે ઓળખાય છે.

## પહેલો શહેનશાહી દરબાર.

(૧૮૭૭)

આ નવો ખિતાબ ધારણ કરવાનું નક્કી થતાં હિન્દુસ્તાનના ખંડીઆ રાજાઓ, સનંદી અમલદારો, બ્રિટિશ અને દેશી લશ્કર તથા હિન્દની પ્રજા સન્મુખ દરબાર ભરી મહારાણીશ્રી વિક્ટોરીઆનો તે સંબંધી સંદેશો વાંચી સંભળાવવાનું નક્કી ઠર્યું અને તે માટે સને ૧૮૭૭ ના જાન્યુઆરીની પહેલી તારીખ નક્કી થઈ.

લૉર્ડ લિટનનો દરબાર તે સમયે ઘણો જ પ્રશંસાપાત્ર નીવડ્યો હતો. આ દરબાર લોકમાં વિશેષ પ્રિય થઈ પડવાનું કારણ એ હતું કે તે લગભગ ૧૪ દિવસ સૂધી લંબાયો હતો; અને લૉર્ડ લિટને ચિવટપણે તેમાં રાજવંશીઓ તથા લોકપ્રતિનિધિઓનો મોભો સચવાય એવી ગોઠવણ કરી હતી.

આ દરબારમાં લગભગ ૬૮ હજાર માણસો ભેગાં થયાં હતાં. અને રાજારજવાડાઓના રસાલામાં આવેલાં માણસો હતાં તે તો જુદાં. આ મેળાવડામાં ભાગ લેવાને ૭૭ રાજાઓ અને ઠાકોરો તથા ૩૦૦ હિન્દના

અમીર ઉમરાવો અને આગેવાન ગૃહસ્થો આવ્યા હતા. બ્રિટિશ અને હિન્દના લશ્કરના ૧૫ હજાર સિપાઇઓ હાજર હતા.

તા. ૨૩ મી ડીસેમ્બરે લૉર્ડ લિટન દિલ્હીમાં આવ્યો. અને તેણે તથા તેની પત્નીએ દબદબાથી શણગારેલા હાથી ઉપર સ્વાર થઈ દિલ્હીમાં પ્રવેશ કર્યો. તા. ૨૬-૨૭ તથા ૨૮ એ ત્રણ દિવસો રાજાઓની મુલાકાતો લેવામાં તથા વળતી મુલાકાતો આપવામાં ગાળ્યા.

તા. ૧ લી જાન્યુઆરીએ મહાન્ દરબાર ભરીને લૉર્ડ લિટને મહારાણીશ્રી વિક્ટોરીઆનો ઢંઢેરો પ્રજા સમક્ષ રજુ કર્યો. એ ઢંઢેરો મહારાણીશ્રીની હિન્દપ્રત્યેની લાગણી રજુ કરે છે. જો કે આ પ્રસંગે કાંઈ ખાસ નવાજેશ હિન્દવાસીઓને આપવામાં આવી નહોતી તથાપિ કેટલાક આગેવાન રાજાઓને "કૈસરે-આઈ-હિન્દ"ના સલાહકારો—(Councillers of the Empress)ની પદવી આપવામાં આવી અને તેના ચિહ્ન તરીકે રાજચિહ્નનો બખ્તરી વાવટો તેમને અર્પણ કરવામાં આવ્યો. ઢંઢેરાને દિવસે લગભગ ૧૬ હજાર કેદીઓને છોડવામાં આવ્યા. લૉર્ડ લિટને એક દિવસે બાદશાહી ખાણું સર્વ પરોણાઓને આપ્યું તથા બીજી કેટલીક બાબતો પતી જતાં તા. ૫ મીએ દરબારની સમાપ્તિ કરવામાં આવી. આ દરબારથી હિન્દવાસીઓ ઇંગ્રેજ સરકારની સત્તાની ખુબી સમજવા લાગ્યા અને બ્રિટિશ સામ્રાજ્યને ચક્રવર્તી રાજા તરીકે માનવા લાગ્યા. ખંડીઆ રાજાઓને પણ પોતાની સત્તાનો અને બ્રિટિશ સત્તા સાથના પોતાના સંબંધ અને મોભાનો ખ્યાલ થયો. વાઈસરોયની સત્તા સર્વોપરી ગણાઈ અને નામદાર શહેનશાહના પ્રતિનિધિ તરીકે અચૂક મનાવા લાગ્યા.

## બીજો શહેનશાહી દરબાર.

### (૧૯૦૩)

સને ૧૯૦૧ માં મહારાણીશ્રી વિક્ટોરીઆનું મરણ થવાથી નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડ રાજ્યગાદીએ આવ્યા અને તેમના રાજ્યારોહણનો જાહેર ઉદ્‌ઘોષ હિન્દવાસીઓ સમક્ષ દિલ્હીમાં દરબાર ભરીને સને ૧૯૦૩ ના જાન્યુઆરીની ૧ લી તારીખે કરવો, એમ નક્કી થયું. આ ગોઠવણ નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડની ઇચ્છાને અનુસરીને કરવામાં આવી હતી. લૉર્ડ લિટને ભરેલા પહેલા દરબારને પણ ટપી જાય એવા ભવ્ય ઠાઠમાઠ સાથે દરબારની સર્વ વ્યવસ્થા લૉર્ડ કર્ઝને કરાવી.

આ દરબાર ઘણો જ ભવ્ય અને ઠાઠમાઠની દૃષ્ટિથી સાંગોપાંગ રીતે બધાંનાં મન રંજન કરે એવો હતો. રાજારજવાડાઓ તેમની પ્રાચીન

રીતિમુજબ દબદબાભર્યા પોષાકોમાં હાજર થયા હતા. તેમના લશ્કરીઓ પણ સાંકળીઓવાળાં બખ્તરોમાં સજ્જ થયેલા હતા. આથી હિન્દની પ્રાચીન ઝાહોજલાલીનું ભાન પ્રેક્ષકને સારી રીતે થયું હતું. સને ૧૯૦૩ ના દરબારમાં હાથીઓને દબદબાના ચિહ્ન તરીકે ખાસ અગ્રસ્થાન આપવામાં આવ્યું હતું.

આ દરબારની છાવણીઓ માટે વિશેષ વિશાળ વિસ્તાર રોકવામાં આવ્યો હતો. અને ઠેઠ દિલ્હીના દક્ષિણ ભાગમાં કુતુબમિનાર સુધીના રસ્તા ઉપર પણ ઘણા રાજાઓની છાવણીઓ ઠોકાઈ હતી. રોશની અને પાણી પૂરૂં પાડવાની ગોઠવણો પણ કરવામાં આવી હતી.

લૉર્ડ કર્ઝને હિન્દના પ્રાચીન શિલ્પકામો તથા કળાઓના નમૂના સાચવવાની રાજ્ય તરફથી વ્યવસ્થા કરીને હિન્દની એક ઉત્તમ સેવા બજાવેલી છે અને તેને પરિણામે હાલ આપણે કેટલાંક પ્રાચીન બાંધકામો મરામત સાથે સારી સ્થિતિમાં રહેલાં જોઈએ છીએ. આ પ્રસંગે તે નામદારે હિન્દની કળાઓનું એક મોટું પ્રદર્શન તૈયાર કરાવ્યું હતું; અને તેના નમૂના ખાસ જોવા લાયક હતા. એ ધોરણે સાંપ્રત સમયના દરબાર પ્રસંગે એવું એક પ્રદર્શન ભરવામાં આવનાર છે. દિલ્હી ખાતે થયેલી લશ્કરી કવાયદમાં લગભગ ૪૦ હજાર લશ્કરીઓએ ભાગ લીધો હતો.

પ્રેક્ષકોનો સમૂહ એટલો બધો વિશેષ થઈ ગયો હતો કે દિલ્હીમાં ઘરનાં ભાડાં માની શકાય નહિ એટલી બધી હદે વધી ગયાં હતાં અને આગગાડી પણ ઠસઠસી ગયેલા વ્યવહારને પહોંચી શકવાને લગભગ અશક્ત નીવડી હતી. સાંપ્રત સમયે રેલ્વેનું સાધન વધારે સગવડભર્યું કરવાના ખાસ ઉપાયો યોજવામાં આવેલા છે.

સને ૧૯૦૩ ના દરબારનું ખાસ ધ્યાન ખેંચનારૂં લક્ષણ, ઉપર જણાવ્યું તેમ, હાથીનું અસાધારણ ઠાઠમાઠભર્યું સરઘસ હતું. લૉર્ડ કર્ઝન સને ૧૯૦૨ ના ડીસેમ્બરની ૨૯ મી તારીખે રાજવંશી પૂર્ણ સમૃદ્ધિથી શણગારેલા મોટા હાથી ઉપર સ્વાર થયો અને હિન્દના બીજા સઘળા રાજાઓ પણ એવા જ ઠાઠમાઠથી પોતાના હાથીઓ ઉપર આરૂઢ થયા. અને સરઘસ બપોરે દિલ્હીમાં પેઠું. હાથીઓની ઝુલો સોનેરી જરી કામથી ઝળઝળાં થઈ રહી હતી તથા રાજવંશીઓના શણગારો અને જરઝવેરાત પણ તેટલાં જ પ્રકાશી ઉઠ્યાં હતાં. આ દરબારનું વર્ણન કરતાં એક લેખક લખે છે કેઃ—

"Princes bearing the greatest names in the Golden Book of India defiled our dazzled vision. The whole route, right way to the wall of the Fort, was

flashing with precious metals aflame in the sun light. Not a 'howdah' that was not covered with gold and silver. Not a 'zool' that was not decked in gleaming gold embroidery. Not an elephant that was not closely surrounded by gaudy spearmen and driven by 'mahavat' in rainbow colours and the princes that they bore who shall recount the splendour of their attire, the indescribable array of silks and satins and velvets, their glittering jewels, their robes of pearls and necklaces of diamonds and rubies and emeralds, the splendid agates in their turbans. But it epitomised the wealth and magnificence of immemorial East."

ભાવાર્થઃ—હિન્દના સોનેરી પુસ્તકમાં મહાન્ નામ ધારણ કરનારા રાજાઓએ અંજારી આંખને આંજી નાખી. ઠેઠ કિલ્લાની રાગ સૂધીનો આખો રસ્તો સૂર્યના પ્રકાશમાં ઝળઝળતી કિંમતી ધાતુઓથી ચળકાટ મારી રહ્યો હતો. સોના અને ચાંદીથી ઢંકાયા વગરની એક પણ અંબાડી નહોતી. એક પણ ઝુલ સોનેરી ઝીકચળકના ભરતકામથી શણગાર્યા વિનાની ન હોતી. ભભકાદાર પોષાકમાં સજ્જ થયેલા ભાલેદારોથી ઠસોઠસ વીંટળાયા વિનાનો કોઈ પણ હાથી ન હતો. દરેક મહાવત મેઘધનુષના રંગના પોષાકમાં સજ્જ થયેલો દીસતો હતો. રાજાઓના પોષાકો રેશમી, સાટીન અને મખમલથી અવર્ણનીય શોભાવાળા બનેલા હતા. તેમનાં ચળકતાં જરઝવેરાત, મોતીની સેરો, હીરા, લાલ અને લીલમના હારો અને તેમની પાઘડીઓના ભવ્ય શિરપેચો ઝળહળી રહ્યા હતા. તેમના આવા ભવ્ય પોષાકનું વર્ણન કોણ કરી શકશે....પણ તેમાં પુરાતન પૂર્વનો ઠાઠમાઠ અને દોલતનો એકત્ર સંગ્રહ થયો હતો."

સને ૧૯૦૩ ના દરબારનું બીજું ખાસ લક્ષણ મહાન્ ગોળ ચક્રાવાવાળો અને ઘોડાની ખરીના આકારનો રંગમંડપ હતો. મંડપના ખુલ્લા ભાગ આગળ વાઇસિરોયને માટે ખાસ બેઠક તૈયાર થઈ હતી અને તેના ઉપર સોનેરી શણગારવાળું શ્વેત છત્ર શોભી રહ્યું હતું. વાઈસરોય લૉર્ડ કર્ઝને આ દરબારમાં બેઠક લીધા પછી રાજવંશી ભાટે (Herald) શહેનશાહ સપ્તમ એડવર્ડનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો. તે પૂરો થતાં મહાન્ શહેનશાહી વાવટો ફરફરતો ઉરાડવામાં આવ્યો. ૧૦૧ તોપના ધડાકા થયા અને રાજ્યગીત ગવાયું. આ સર્વ ક્રિયા દરમિયાન સઘળો શ્રોતૃવર્ગ ઉભો રહ્યો હતો. આ પ્રસંગે લૉર્ડ કર્ઝને પૂર છટાથી એક દમામદાર ભાષણ કરીને હિન્દુસ્તાનના દેશી રાજાઓનાં, સરકારી અમલદારોનાં, લશ્કરી તથા તમામ પ્રજાની રાજ્યનિષ્ઠાનાં વખાણ કરતાં જણાવ્યું કેઃ—

"જે શહેનશાહને મુજરો કરવાને આપણે અહિં મળ્યા છીએ, તે હિન્દની પ્રજાને કાંઈ ઓછા વ્હાલા નથી; કારણ કે તેમણે એ નામદારને જોયા છે અને તેમનો સૂર સાંભળ્યો છે. દુનિયામાં સૌથી વિશેષ જ્વલંત એટલુ જ નહિ પણ સૌથી વિશેષ સ્થાયી રાજગાદીનો વારસો તેમને મળેલો છે; હિન્દના શહેનશાહતનો કબજો અને શહેનશાહની હિન્દની પ્રજાની સેવા તથા નિમકહલાલ સ્નેહભાવ તેની સહીસલામતીના સૌથી ઓછા આધારરૂપ નથી—રે, હું ધારૂં છું કે તેના બળનું મુખ્ય લક્ષણ છે—

એવો ઇન્કાર કરનાર ટીકાકાર ખોટી માહિતી ધરાવનારો ઠરશે. હિન્દ જેમ પોતાની પ્રાચીન તવારીખમાં સમૃદ્ધ છે, તેમ પશ્ચિમે તેનામાં નવી જાગ્રત કરેલી વફાદારીમાં પણ તે સમૃદ્ધ છે. સઘળાં અનેક સૈકાંઓ દરમિયાન તેના હાથની જે ઉમરાવોનાં ટોળાંએ માગણી કરેલી તેમાં તેણે માત્ર તેનો વિશ્વાસ મેળવનાર એક જ જણને તે સોંપ્યો છે."

આ પ્રમાણે સને ૧૯૦૩ ના ભવ્ય દરબારમાં લૉર્ડ કર્ઝનનું ભાષણ પુરૂં થતાં શહેનશાહ સપ્તમ એડવર્ડનો મોકલાવેલો પેગામ લૉર્ડ કર્ઝને બધાની વચ્ચે વાંચી સંભળાવતાં કહ્યું કેઃ—

"એ પેગામના શબ્દો જે નામદારના રાજ્યારોહણનો દરબાર ભરવાને આપણે મળેલા છીએ એવા નામદાર સપ્તમ એડવર્ડના શ્રીમુખના છે અને એ શબ્દો તેમની સેવા ઉઠાવનાર દરેક જણને પોતાની ફરજ અદા કરવાની સૂચના કરે છે અને સર્વને ઉદાર હૃદય અને શુભેચ્છાના પાઠોનો ઉપદેશ આપે છે."

છેવટે લૉર્ડ કર્ઝને આ મેળાવડો સમાપ્ત કરતાં જણાવ્યું કે આ યાદગિરી ચિરસ્થાયી રહેશે અને શહેનશાહ એડવર્ડનું રાજ હિન્દુસ્તાનના ઇતિહાસમાં અને લોકોના હૃદયમાં અમર રહેશે. આપણે ઇશ્વરપાસે માગીએ છીએ, કે એમનું રાજ અમર તપો અને એમના રાજ્યકાલમાં લોકોની આબાદાની વિશેષ વધો, હિન્દુસ્તાનનું રાજતંત્ર ડહાપણ અને દુરંદેશીથી ચાલો અને તેમના જાનમાલનું રક્ષણ સારી રીતે થાઓ.

## ત્રીજો શાહેનશાહી દરબાર.

### (૧૯૧૧)

નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડનો રાજકાલ પૂરો થતાં પ્રભુકૃપાથી બ્રિટીશ સામ્રાજ્યની રાજગાદીએ નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમા ૧૯૧૦ ના મે ની ૬ ઠ્ઠી તારીખે આવ્યા. તેમના શુભ રાજ્યારોહણનો જાહેર ઉદ્‌ઘોષ કરનારો દરબાર હિન્દમાં ભરવાનો વિચાર ઉત્પન્ન થયો, ત્યારે નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમાએ તે પ્રસંગે પોતે જાતે હિન્દમાં પધારવાની ખાયેશ દર્શાવી. આથી હિન્દનો બ્રિટિશ સામ્રાજ્યમાં યોગ્ય મરતબો સચવાય એવો શુભ પ્રયાસ એ નામદારે આદર્યો છે. આ દરબારની હિન્દના લોકો ઉપર અચૂક સંગીન અને ચિરસ્થાયી અસર થશે, એમાં કાંઈ પણ શક નથી. હિન્દની પ્રજા આ પ્રસંગે પોતાને અસાધારણ માન આપેલું માને છે અને પોતાના આભારની લાગણી પ્રદર્શિત કરવાને ઠામઠામ તડામાર તૈયારીઓ કરી રહી છે.

હિન્દના પ્રાચીન પાયતખ્ત દિલ્લીમાં હિન્દુસ્તાનની સરકાર તરફથી મોટા પાયા ઉપર સર્વ તૈયારીઓ ચાલી રહી છે અને તેમાં ભાગ લેનારા દેશી રાજાઓએ પણ પોતાની રાજનિષ્ઠા અને ઉત્સાહ બતાવવામાં કાંઈ બાકી રાખી નથી. હિન્દના મુખ્ય મુખ્ય શહેરોમાં આ પ્રસંગ ઉજવવાને પૂરતા ઠાઠમાઠથી તૈયારીઓ કરવામાં આવી છે અને એ શુભ પ્રસંગે આનંદ આપવાને રોશની, આતશબાજી, તમાશા વિગેરેની વ્યવસ્થા અને વિશેષ સંખ્યામાં ગરીબોને જમણ આપવાની ગોઠવણો મોટા પાયા ઉપર થયેલી દીસે છે. આ સર્વ હજી અપૂર્ણ દશામાં હોવાથી તેનો ચિતાર અત્રે આપી શકાય તેમ નથી; પરંતુ એટલું જણાવવું અસ્થાને નહિ થઈ પડે, કે આ સર્વ વ્યવસ્થા સંપૂર્ણ ઠાઠમાઠ ભરી અને અસાધારણ ધોરણે દેખા દેશે, એમાં કાંઈ પણ સંશય નથી.

નામદાર શહેનશાહ જ્યૉર્જ પાંચમાના જીવન સંબંધી અને બ્રિટિશ હિન્દ સાથેની બ્રિટિશ રાજકુંવરની મમતાળુ રાજ્યનીતિ સંબંધી, જે કંઈ જણાવવાનું હતું, તે સમાપ્ત થાય છે. હજી રાજા-શહેનશાહ તરીકેના, નામદાર જ્યૉર્જના જીવનની કલા શુકલ પક્ષની બીજના ચંદ્રની કલા સમાન આરંભક દશામાં છે. હજી તેને પૂર્ણ વૃદ્ધિ પામવાને સંપૂર્ણ અવકાશ છે. જેમ બીજના ચંદ્રને નિહાળવાને લોકોનાં જુથેજુથ આતુરતાથી ટાંપી રહે છે, અને દૃષ્ટિએ પડતાં પોતાને એ પ્રસંગ મળવા માટે ધન્ય ધન્ય માને છે, તેવી જ નામદાર જ્યૉર્જની રાજ જીવનની આરંભક કલાના દર્શનના સંબંધમાં હિન્દીવાનોની આતુર સ્થિતિ છે. નામદાર જ્યૉર્જના જીવનની કલાને પૂર્ણિમાના ચંદ્રની કલા સમાન ક્રમે ક્રમે સંપૂર્ણતાએ ખીલવો અને એ નામદારની સર્વવ્યાપી અભિવૃદ્ધિ તેમની અધીન પ્રજાને સંપૂર્ણ પ્રસન્નતા પમાડે એવી શુદ્ધ હૃદયની કામના અને યાચનાસહિત સર્વસમર્થ પ્રભુને નમ્ર પ્રાર્થના છે.

आयुस्ते नरवीर वृद्धिमयतां हेमन्तरात्रिर्यथा
लोकानां प्रियवर्धनो भव सदा हेमन्तसूर्यो यथा ॥
जाल्मानां भयवर्धनो भव सदा हेमन्ततोयं यथा
नाशं यान्तु तवारयोऽपि सततं हेमन्तपद्मं यथा ॥

હે નરવીર, હેમંત ઋતુની રાત્રીની માફક આપનું આયુષ્ય વૃદ્ધિ પામો. જેમ હેમંત ઋતુનો સૂર્ય લોકોને સુખકર થાય છે, તેમ આપ પણ પ્રજાના સુખમાં સદા વૃદ્ધિ કરનારા થાઓ. જેમ હેમંત ઋતુમાં માણસો જલથી ભય પામે છે, તેમ દુષ્ટ લોકો આપનાથી હંમેશાં વધારે ને વધારે બીતા રહો. જેમ હેમંત ઋતુમાં કમલ નાશ પામે છે, તેમ આપના શત્રુઓ પણ હંમેશને માટે નાશ પામો.

---

પાકે જહાં ન્યુટન[1] નેલ્સન[2] વીરલાઓ
છે ધન્ય ભૂમિ તુજને તુજ કીર્ત્તિવાધો.
પાકે જ શેકસપીઅર[3] મીલ્ટન[4] કાવ્યકારો
કીર્ત્તિ જગે બ્રિટનની કરતા વધારો
એવાજ મહાન વિરલાય અનેક પાકે
જેથી જગે બ્રિટનની બહુ હાક વાગે.
તારૂં અનુપ વહતું અહીં તેજ કેવું ?
જોતાં જણાય જનને બહુ દિવ્ય તેવું
હંમેશનું પ્રગતિમાન જ વેગવાળું
જ્યાં જોઉં ત્યાં બ્રિટન છે બહુ કીર્ત્તિવાળું.
આસ્ટ્રેલિયા યુરપ આફ્રિક એશિયામાં
કોલમ્બસે[5] નવિન ભૂમિજ ભાળી તેમાં
ટુંકાણમાં સકળ ખંડ જ દેશ દેશે
વ્યાપી રહી કીરત છે તુજની વિશેષે.
અજ્ઞાનનું તિમીર ત્યાંથી હઠતું જાય
જ્યાં જ્ઞાનની ઝળકતી બહુ જ્યોતી જાય
ઉદ્દાત ને અતીશયે જ ઉદાર તારા
સંતાન છે મનથી એ બહુ ગુણવાળા.
ન્યાયી ખરેખર છતાં ન દયા વિહીન
જે આસને દૃઢ થતાં નહીં કામલીન
જાણે પ્રપંચ પણ ત્યાં નહી વૃત્તિ રાખે
જુઠું કદી મુખથી એ મરતાં ન ભાખે.
કીધા છ દેવ વશ પાણી પવનો તણાયે
કીધા છ દેવ વશ અગ્નિતણી કળાયે
શોધી અનેક કરતા જન હીતકારી
લેતાં હમેશ સુખ અન્યતણાં વિચારી.
દર્બાર દ્વાર નથી બંધ જ કોઈ કાળે
મર્જી થતાં અરજ જ્યાં સઉ કોઈ આળે
થાતી તપાસ પુરતી રીતથી બધાની
ન્યાયી ખરેખર દીસે બહુ વૃત્તિ તારી.

---

૧ નામાંકિત ગણિતશાસ્ત્રી. ખગોળમાં ઘણી શોધો કરી છે. ૨ ઇગ્લાંડનો નામાંકિત નૌકાસેનાધિપતિ. ટ્રૂફાલગરની લઢાઈ જીતનાર. ૩ નામાંકિત નાટકો લખનાર અને કવિ. ૪ નામાંકિત કવિ. આંખે અંધ હતો તો પણ સારાં પુસ્તકો રચ્યાં છે. ૫ અમેરીકા ખંડ શોધી કાઢનાર.

'આયર્ન'[1] એજ'[2] ઉરફે કળીકાળ તેમાં
'આયર્ન'થી સકળ સુખની રેળ છે જ્યાં
'આયર્ન' એજ બળ સાધન વાપર્યું છે
'આયર્ન'માં સતાર સુખ જ તેં ભર્યું છે.

( હરિગીત. )

પૂછો મને પૂછો મને પૂછો મને સૌ એમ કે
ક્યાં છે રહ્યો ક્યાં છે રહ્યો બ્રિટનતણો ગૌરવ બધો
ટુંકાણમાં તમને કદી ઉત્તર ખપતો હોય તો
ન્યાયાસને, ન્યાયાસને ન્યાયાસને, વદું એમ તો.
ટપાલ ટેલીફોન[3] વાયરલેસ[4] ટેલીગ્રાફીમાં[5]
મોટર[6] વિષે પણ ના દીઠો સ્ટીમર[7] વિષે નહી પાણીમાં
નહી બંદરે નહી શ્હેરમાં નહી જ્ઞાનમાં વિજ્ઞાનમાં
દરબાર દેવસ્થાનકે નહી શાસ્ત્ર કેરા વાદમાં.
વિમાનમાં ચઢતાં છતાં ઝાંખી થઈ નહી તેહની
વાસો વસી દીલભર રહી ન્યાયાસને હમેશની.
જેમ રહી કળા છે ગ્રીસની ને કાયદા છે રોમના
બ્રિટન વિષે પણ તેમ રે'શે કાયદા કોમ કોમના
પૃથ્વિ પટે રાજ્યો ઘણાં કંઈ થઈ ગયાં થાશે ખરા
દાદ આપે આપ સામે એવાં થવાં તો દોહલાં
પ્રજા જનોના હકવિષે ના દેશી કે પરદેશી છે
લેખ્યા સમાન જ સર્વ તેં તારી મહત્તા સાંજ છે
દેશી અને પરદેશીમાં ગુણની જ ગણના તેં ગણી
કાળા અને ગોરા જનોને ગુણથી મળે પદવી બધી
પદવી ધરે પરદેશીઓ ને દેશીઓ સૌ સાથમાં
સત્તા અને સમાનતામાં ફેર નહી કોઈ વાતમાં.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

પાટા રેલતણા કરી અગનીની ગાડી કરી ચાલતી
ભૂમિ જેય અગમ્ય તે અતિશયે આજે સુખો આલતી

---

૧ આર્યન=લોખંડ. ૨ એજ=કાળ. આયર્ન એજ=કળીકાળ, કળીયુગ. ૩ દુરથી તારદ્વારા મોઢેથી વાત કરવાનું યત્ર ૪ તાર વગર. ૫ તારમાં. વાયરલેસ ટેલીગ્રાફી=તારના દોરડા વગર તાર મુકવાની રીત ૬ વરાળથી ચાલતી ગાડી. એક જાતનું-પેટરોલ કરીને તેલ આવે છે તેનાથી વરાળ કરવામા આવે છે. ૭ આગબોટ.

મોટા પર્વત કોરીને ટનલથી[1] રસ્તા કર્યા છે ઘણા
પાણીના સહુ માર્ગમાં પુલ કરી રાખી ન કાંઈ મણા
જાત્રાળુ જન કારણે સવડ સહુ કીધી અતી ખંતથી
દેશોદેશ મુસાફરો વિચરતા ના-ભેય પામે જરી.
જ્યાં ત્યાં તાર ટપાલની વળી ભલી ભાળો વ્યવસ્થા તમે
ઠામોઠામ નીશાળની સુગમતા હેતે કરી બ્રિટને
વ્યાપારે નવ બાકી રાખી જરીયે પૂરી મુકી છૂટને.
મોટાં બંદર બાંધીને સ્ટીમરને લાવે બહુ દૂરથી
દીવાદાંડી બાંધીને ખડકને રાત્રે કર્યાં દેખતા
બીજાં ચીહ્ન અનેક સ્થળ કરીને રસ્તા કર્યાં છે છતા.

( દોહરા. )

બ્રિટન કીર્ત્તિ બહુ વધી તારી જગ મોઝાર
કામો તેં બહુ બહુ કર્યાં લોક દુઃખ હરનાર
પાણીના નળ કાઢીને હર્યું શ્હેરનું દુઃખ
ઇસ્પીતાળો[2] કાઢીને કર્યું લોકને સુખ.
પૃથ્વિ પંચમ ભાગમાં વ્યાપી છત્તર છાય
તારી સબળ સત્તા તળે લોકો બહુ હરખાય.

( હરિગીત. )

બહુ ફાલી ફૂલી વેળીસમ જા-હોજલાલી રાજ્યની;
નિહાળતાં નયનો ઠરે, શોભા દીપે શી રાજ્યની!
શતવર્ષમાં ઉત્કર્ષનો, રવિરાજ શું વિલસી રહ્યો!
અજ્ઞાનના અંધકારનો વિનાશ સઘળો થઈ ગયો. ૧

હુન્નર મહીં નર સર્વને, હુશીયાર કીધા પ્યારથી;
કહું વાત શી વિગતે બધી, હદ છે! બધે સરકારથી;
કઇ લાખ જાત જણાય, કાપડની વિવિધ રંગેભરી;
પળમાંહી સર્વ વણાય, મીલોમાંય એ જરી એ જરી! ૨
એથી અધિક બહુ માલ, સુંદર! નવલ! નાદર થાય છે;
ધારે ખજાનો શું મજાનો! જોઇ હર્ષે ભરાય છે;
બહુ કલેશ સંદેશે હતો, ખરચાળ અવઘડ ધારતો;
તે સરળ કીધો તારથી, પળવારમાં પહોંચી જતો. ૩
ખર્ચો થતાં એપે બહુ, વીતી જતી મુદત અતિ;
ધાર્યાં થતાં નહિ કામ, હારી હામ મુંઝાતી મતિ;

---

૧ બોગદા. ૨ દવાખાના.

પરમ અતિ હર્ષદા, સુખદા, સર્વદા;
ઉન્નતિદાયી ને ન્યાયધારી;
પરમ કલ્યાણકારી પ્રજા સર્વનું;
શાન્તિનું ધામ વિશ્રામકારી!
રમ્ય! દિસે જ્હાં રાજનીતિ કૃતિ;
જયવતી, મુદવતી, મોહધારી;
ઝળકતી! સર્વદા સરસ શુભ કારકીર્દી;
વિલસતી! વિશ્વમાં વિપદહારી.
જે રક્ષક બની-તેહ ભક્ષક હતા;
ક્રૂર તક્ષક સમાને વિદાર્યા;
ભયહિના ભૂમિ સુખવાળી કીધી બધી;
તાપ ત્રિવિધના સહુ નિવાર્યા.
વિમલશો! અમલ શશી શરદસમ શોભતો;
શીત રશ્મી ભર્યો શાન્તિ આપે!
પ્રાણીઓ પરમ ઉલ્લાસમાં વિહરે!
તાપના ત્રાસને ખાસ કાપે.
અખંડ તપજો મહા રાજ્ય અંગ્રેજનું;
બહુ જીવો પાંચમા, જ્યોર્જ પ્યારા;
રાજપરિવાર સુખશાન્તિમાં રહી સદા;
વૈભવો પામજો વિવિધ સારા.
રાજ્યના રિપુઓ નષ્ટ થાજો બધા;
રોગ કુસંપનું મૂળ જાજો;
નવનિદ્ધિ અષ્ટમાસિદ્ધિ એ રાજ્યમાં;
જગત જય સાથ સહુ સ્થિર થાજો.

( ગરબી. )

જુગ જુગ જીવો જ્યોર્જ તું, મેરી સહીત મહારાજ;
ભલે પધાર્યા ભાવથી, હરખી હિન્દ સમાજ!
ધર્મ ધુરંધર ધીરવીર જગ, જય જય હિન્દ પતિ;
ચક્રવર્તિ નૃપ! અમલ અમર રહો, ભારત જન વદતિ!
વીજઇ માત વિક્ટોરીયા સમી, કળા રહો ચડતી,
એડવર્ડ સમ શાંતી સદા રહો, બ્રિટિશ ધ્વજ ફરતી!
રક્ષ તું પ્રભુજી, શહેનશાહ, જ્યોર્જ પાંચમા
શહેનશાહ બાનુ મેરી સંગે, વધાવીએ કુસુમે અખંડ ભક્તિ ભાવમાં.

તાજ ધરો હીત હીંદનો, જઈ દિલ્હી દરબાર;
યાદ રહો ઇતિહાસમાં, જળ થળ જયજયકાર !
હિન્દ શહેનશાહ જ્યૉર્જ જીવજો બહુ બહુ,
શહેનશાહ બાનુ મેરી સહ સુખ, ભોગવો સહુ !
જ્યાં જ્યાં રવિકીરણ હોયે, ત્યાં ત્યાં તુજ તેજ સ્હોયે;
અવિચળ પદ ઇંદ્ર જેમ, મેરૂ સમ અડગ રહો !
હિન્દપતિ જ્યૉર્જ અને મહારાણી મેરીને શિષ નમાવો–
મગળ ગુણ હળીમળી ગાઓ, સજની લહો સુખભર લ્હાવો;
અવસર રૂડો અતી આવ્યો,
સફર સફળ થાઓ, વીઘન સકળ જાઓ;
વિજય વધુ ફેલાઓ, જગતમાં, હર વખ્તમાં,
નિજ તખ્તમાં–જય જય જય થાવો—હિન્દપતિ-રક્ષતું !

ગો. ક. દે.

---

## રાજગીત.

( રાગ કલ્યાણ. )

રક્ષ ભૂપ જ્યોર્જને તું હે જગતપતિ,
પ્રતાપ સૂર્યસમ અને છે ઉચ્ચતમ મતિ. રક્ષ૦ ૧
શાન્તિદા છે હિમરશ્મિસમ સુખાકૃતિ,
શૌર્ય ને ક્ષમા ધૃતિથી અધિક દીપતી. રક્ષ૦ ૨
કીર્તિ તું પ્રસાર અખિલ વિશ્વમાં અતિ,
જેમ ફૂલની સુવાસ વાથી પ્રસરતી. રક્ષ૦ ૩
દુશ્મનો વિખેરી તેની ધૂળ કર કૃતિ,
અરિ તમામ નાશ કરતું કોપ અનલથી. રક્ષ૦ ૪
વેલીસમ વધાર પરિવાર ભૂપતિ,
કુટુંબમાં રખાવજે પરસ્પરે પ્રીતિ. રક્ષ૦ ૫
સંપ જંપ હેતની તું નાખ જડ ઉંડી,
ઝેર વેર વિઘ્ન સર્વે કાપ મૂળથી. રક્ષ૦ ૬
આધિ વ્યાધિ ને ઉપાધિ નાશ કર થતી,
નૃપશિરે કૃપાની વૃષ્ટિ રાખ વરસતી. રક્ષ૦ ૭
રાખ તંદુરસ્ત નિત્ય હે દયા નિધિ,
દીર્ઘ આયુ આપ એ અમારી વિનતિ. રક્ષ૦ ૮

---

# ROYAL PROCLAMATIONS.

## (બાદશાહી ઢંઢેરા.)

*"These are the charters of the noble and benignant spirit of Imperial rule, and by that spirit in all my time to come I will faithfully abide."*

*King-Emperor George V.*

"શહેનશાહી રાજ્યના ઉદાર અને કલ્યાણકર ઉચ્ચાશયને દર્શાવનારા આ ઢંઢેરાઓ છે, અને હું મારા ભવિષ્યના સઘળા રાજ્ય અમલમાં એજ આશયને ખરા દીલથી વળગી રહીશ."

શહેનશાહ જર્યોર્જ પાંચમા.

# Proclamation by the Queen in Council to the Princes, Chiefs and People of India.

## 1858.



"VICTORIA, by the grace of God, of the United Kingdom of great Britain and Ireland, and of the Colonies and Dependencies thereof in Europe, Asia, Africa, America, and Australasia, Queen, Defender of the Faith.

"Whereas for divers weighty reasons, we have resolved, by and with the advice and consent of the Lords Spiritual and Temporal and Commons in Parliament assembled, to take upon ourselves the government of the territories in India, heretofore administered in trust for us by the Honourable East India Company:

"Now, therefore, we do by these presents notify and declare that, by the advice and consent aforsaid, we have taken upon ourselves the said government; and we hereby call upon all our subjects within the said territories to be faithful, and to bear true allegience to us, our heirs and successors, and to submit themselves to the authority of those whom we may hereafter, from time to time, see fit to appoint to administer the government of our said territories, in our name and on our behalf.

"And we, reposing especial trust and confidence in the loyalty, ability, and judgment of our right trusty and well-beloved cousin and councillor, Charles John Viscount Canning, do hereby constitute and appoint him, the said Viscount Canning, to be our first Viceroy and Governor-General in and over our said territories, and to administer the government thereof in our

name, and generally to act in our name and on our behalf, subject to such orders and regulations as he shall, from time to time, receive from us through one of our Principal Secretaries of State.

"And we hereby confirm in their several offices, civil and military, all persons now employed in the service of the Honourable East India Company, subject to our future pleasure, and to such laws and regulations as may hereafter be enacted.

"We hereby announce to the Native Princes of India that all treaties and engagements made with them by or under the authority of the Honourable East India Company are by us accepted, and will be scrupulously maintained, and we look for the like observance on their part.

"We desire no extension of our present territorial possessions; and while we will permit no aggression upon our dominions or our rights to be attempted with impunity, we shall sanction no encroachment on those of others. We shall respect the rights, dignity, and honour of Native Princes as our own; and we desire that they, as well as our own subjects, should enjoy that prosperity and that social advancement which can only be secured by internal peace and good government.

"We hold ourselves bound to the Natives of our Indian territories by the same obligations of duty which bind us to all our other subjects, and those obligations, by the blessing of Almighty God, we shall faithfully and conscientiously fulfil.

"Firmly relying ourselves on the truth of Christianity, and acknowledging with gratitude the solace of religion, we disclaim alike the right and the desire to impose our convictions on any of our subjects. We declare it to be our royal will and pleasure that none be

anywise favoured, none molested or disquieted, by reason of their religious faith and observances, but that all shall alike enjoy the equal and impartial protection of the law; and we do strictly charge and enjoin all those who may be in authority under us that they abstain from all interference with the religious belief or worship of any of our subjects on pain of our highest displeasure.

"And it is our further will that, so far as may be, our subjects, of whatever race or creed, be freely and impartially admitted to offices in our service, the duties of which they may be qualified, by their education, ability, and integrity duly to discharge.

"We know, and respect, the feelings of attachment with which the Natives of India regard the land inherited by them from their ancestors, and we desire to protect them in all rights connected therewith, subject to the equitable demands of the State; and we will that generally, in framing and administering the law, due regard be paid to the ancient rights, usuages, and customs of India.

"We deeply lament the evils and misery which have been brought upon India by the acts of ambitious men, who have deceived their countrymen by false reports, and led them into open rebellion. Our power has been shown by the suppression of that rebellion in the field; we desire to show our mercy by pardoning the offences of those who have been thus misled, but who desire to return to the path of duty.

"Already in one province, with a view to stop the further effusion of blood, and to hasten the pacification of our Indian dominions, our Viceroy and Governor-General has held out the expectations of pardon, on certain terms, to the great majority of those who, in the

late unhappy disturbances, have been guilty of offences against our Government, and has declared the punishment which will be inflicted on those whose crimes place them beyond the reach of forgiveness. We approve and confirm the said act of our Viceroy and Governor-General, and do further announce and proclaim as follows:—

"*Our clemency will be extended to all offenders*, save and except those who have been, or shall be, convicted of having directly taken part in the murder of British Subjects. With regard to such, the demands of justice forbid the exercise of mercy.

"To those who have willingly given asylum to murderers, knowing them to be such, or may have acted as leaders or instigators in revolt, their lives alone can be guaranteed; but in apportioning the penalty due to such persons full consideration will be given to the circumstances under which they have been induced to throw off allegiance; and large indulgence will be shown to those whose crimes may appear to have originated in too credulous acceptance of the false reports circulated by designing men.

"To all others in arms against the Government we hereby promise unconditional pardon, amnesty, and oblivion of all offence against ourselves, our crown, and dignity, on their return to their homes and peaceful pursuits.

"It is our royal pleasure that these terms of grace and amnesty should be extended to all those who comply with these conditions before the first day of January next.

"When, by the blessing of Providence, internal tranquility shall be restored, it is our earnest desire to stimulate the peaceful industry of India, to promote

works of public utility and improvement; and, to administer its government for the benefit of all our subjects resident therein. In their prosperity will be our strength; in their contentment our security; and in their gratitude our best reward And may the God of all power grant to us, and to those in authority under us, strength to carry out these our wishes for the good of our people.

---

## નામદાર મહારાણી વિક્ટોરીઆએ–રાજાઓને, ઠાકોરોને અને સમગ્ર હિન્દની પ્રજાઓને મોકલાવેલો પેગામઃ—
### ૧૮૫૮ નો ઢંઢેરો.

"વિક્ટોરીઆ–ઇશ્વિરની કૃપાથી ગ્રેટબ્રિટન તથા આયર્લેંડના સયુક્ત રાજની, તથા તે રાજના તાબામાં યૂરોપ, એશીયા, આફ્રિકા, અમેરીકા અને ઑસ્ટ્રેલેશિયા, આ ખંડો મધ્યે જે વસાહતી, તથા જે ઉપરાજ્યો છે, તે સર્વની મલિકા માઆઝમા તથા ધર્મ સરક્ષક.

"આજ સુધી હિન્દુસ્તાન માહેલા મુલકનો રાજકારભાર અમારી-વતી ઑનરેબલ ઇસ્ટ ઇંડિયા કમ્પની ચલાવતી હતી. તે પોતે જે, ચલાવવો એવુ કેટલાએક મહત્ત્વના કારણોથી પાર્લામેન્ટ સભામાં એકઠા થયલા "સ્પિરિચ્યુઅલ" તથા "ટેમ્પરલ" લોર્ડ અને કોમન એઓની સલાહથી, તથા અનુમતથી અમોએ ઠરાવ્યું છે.

"વાસ્તે અમો હવે આ જાહેરનામાથી જણાવીએ છીએ તથા પ્રસિદ્ધ કરીએ છીએ કે, ઉપર લખ્યા પ્રમાણે સલાહ તથા અનુમત લઇને સદરહુ રાજકારભાર અમોએ અમારા હાથમા લીધો છે; અને સદરહ મુલક-માહેની અમારી સર્વ રૈયતને ફરમાવીએ છીએ કે, અમારી સાથે તથા અમારા વારસોની સાથે અને અમારા જાયનિશીનો સાથે તમોએ ઇમાનથી તથા ખરેખર પ્રજાધર્મ પ્રમાણે ચાલવું; અને આજ પછી સદરહ મુલકનો રાજકારભાર અમારે નામે તથા અમારી તરફથી ચલાવવા સારૂ, જે જે વખતે જેની જેની નિમણુક અમો કરીએ, તે તે અધિકારીઓનો હુકમ તમોએ માનતા જવું

એક શરતથી ગુન્હાની માફી થશે, એવી આશા દેખાડી છે; અને જેઓના ગુન્હા માફ કરવા લાયક નહિ હશે તેવા ગુનેહગારોને શી શી સજા થશે, તે પણ તેઓએ ઠરાવ્યું છે. સદરહુ તજવીજ અમારા વાઈસરૉય અને ગવરનર જનરલે કરી તે અમારે કબૂલ મંજુર છે; અને એ શિવાય વળી અમો જાહેર કરીએ છીએ તે હેઠલ મુજબઃ—"

અંગ્રેજ સરકારની રૈયતનાં ખૂન કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેની ઉપર સાબીતી થઈ હોય અથવા થાય, તે ગુનેહગારો ઉપર દયા કરવી, એ ન્યાયવિરૂદ્ધ છે; પણ તે સિવાય બાકીના સઘળા ગુનેહગારો ઉપર દયા કરવામાં આવશે.

ખૂની ગુનેહગારોને જે લોકોએ જાણી જોઈને આશ્રય આપ્યો હશે, અથવા જેઓ દંગો કરવાને, આગેવાન અથવા પ્રવર્તક થયા હશે તેઓને, જીવદાન સિવાય બીજો કંઈ દિલાસો દેવાતો નથી; પણ એવા માણસો સરકારની સાથે બેઈમાન થવાને શા કારણથી પ્રવૃત્ત થયા, તેનો ગુપ્તપણે વિચાર તેઓની ઉપર સજા ઠરાવતી વખત કરવામાં આવશે; અને મતલબી માણસે ખોટી વાત ઉડાવી હોય તે છેક જ અવિચારથી ખરી માનીને, જે લોકોએ ગુન્હા કીધા એવું માલમ પડે, તે લોકો બાબત ઘણીજ રહેમ નજર રાખવામાં આવશે.

સદરહુ માણસો શિવાય જે લોક દંગામાં હોય અને લડાઈ કરતા હોય તેઓ જો પોતપોતાને ઘેર પાછા આવીને સ્વસ્થપણે પોતપોતાનો કામ ધંધો કરવા માંડશે તો, તેઓએ અમારી વિરૂદ્ધ, અમારા રાજ વિરૂદ્ધ અને અમારા દરજ્જા વિરૂદ્ધ કરેલા સઘળા ગુન્હા વિસરી જઈને કંઈ પણ શરત કર્યા વગર તેઓને માફી તથા ક્ષમા મળશે, એવો અમે આ જાહેરનામાથી દિલાસો આપીએ છીએ.

ગુન્હાની માફી તથા મહેરબાની કરવા બાબતના જે નિયમ ઉપર લખ્યા છે, તે પ્રમાણે આવતા જાનેવારી મહિનાની ૧ લી તારીખ પહેલાં જે ચાલશે તે સર્વેને માફીના તથા મહેરબાનીના સદરહુ ઠરાવ લાગુ કરવા, એવી અમારી આજ્ઞા છે.

ઈશ્વરની કૃપાથી જ્યારે હિન્દુસ્તાનમાં સ્વસ્થતા થશે, ત્યારે તો દેશના વેપાર ધંધાને ઉત્તેજન આપવું, લોકોપયોગી અને લોકોના કલ્યાણનાં કામોની વૃદ્ધિ કરવી, અને તે દેશમાં રહેનારી અમારી સર્વે રૈયતનું સારૂં થાય એવી રીતે રાજ કારભાર ચલાવવો, એવી અમારી અંતઃકરણથી ઇચ્છા છે. અમારી રૈયતની આબાદાની એજ અમારૂં સામર્થ્ય, તેઓનો સંતોષ તેજ અમારા રાજની દઢતા, અને તેઓની કતજ્ઞતા તેજ અમને

ઉત્તમ ફળ છે એવું અમે માનીએ છીએ. રૈયતના કલ્યાણ બાબત અમારી જે આ ઇચ્છા છે, તે પાર પાડવાને સર્વશક્તિમાન જે પરમેશ્વર તે અમને તથા અમારા અધિકારીઓને સામર્થ્ય આપે એવી અમારી પ્રાર્થના છે.

---

## Proclamation by the Queen in Council to the Princes, Chiefs and People of India.

### 1877.

"WE, Victoria by the grace of God, of the United Kingdom, Queen, Empress of India, send through our Viceroy to all our officers, Civil and Military, and to all Princes, Chiefs and Peoples now at Delhi assembled, our Royal and Imperial Greeting, and assure them of the deep interest and earnest affection with which we regard the people of our Indian Empire. We have witnessed with heartfelt satisfaction the reception which they have accorded to our beloved Son, and have been touched with the evidence of their loyalty and attachment to our House and Throne. We trust that the present occasion may tend to unite in bonds of yet closer affection ourselves and our subjects; that from the highest to the humblest all may feel that under our rule the great principles of liberty, equity, and justice are secured to them; and that to promote their happiness, to add to their prosperity and advance their welfare, are the ever present aims and objects of Our Empire."

---

## નામદાર મહારાણી વિક્ટોરીઆએ–રાજાઓને ઠાકોરોને અને સમગ્ર હિન્દની પ્રજાને મોકલાવેલો પેગામઃ—

### ૧૮૭૭ નો ઢંઢેરો.

"અમે, વિક્ટોરીઆ ઈશ્વરની કૃપાથી, સંયુક્ત રાજ્યની રાણી, હિન્દુસ્તાનની શહેનશાહ રાણી, અમારા વાઈસરાયની મારફત અમારા મુલકી અને સૈનિક નોકરો, સર્વ રાજાઓ, ઠાકોરો અને સમસ્ત પ્રજા જે હાલમાં દિલ્હીમાં ભેગી થઇ છે, તેમને આ અમારૂં રાજકીય અને શહેનશાહી અભિનંદન મોકલીએ છીએ, અને તેઓને ખાતરી આપીએ છીએ કે હિન્દુસ્તાનના લોકો તરફ અમે અતિ પ્રેમ અને પૂર્ણ અનુકંપા ધરાવીએ છીએ. અમારા વ્હાલા પુત્રને જે માન આપ્યું છે તે અમે અંતઃકરણની લાગણીથી જોયું છે, અને અમારા વંશ તથા ગાદી પ્રત્યે તેઓ ખરા દીલથી વફાદાર છે, તેના આ પુરાવાથી અમારૂં હૃદય ભરાઈ આવ્યું છે. અમે સંપૂર્ણ ભરોસો રાખીએ છીએ, કે હાલનો સમય અમારી અને અમારી પ્રજા વચ્ચે ગાઢો સંબંધ કરવાને સાધનભૂત થાય; તવંગર તેમજ ગરીબ બધા એકજ રીતે સમજે કે અમારા રાજ્યમાં સ્વતંત્રતા, શુદ્ધ ન્યાય અને પ્રામાણીકપણાનાં સિદ્ધાંતો બધાને સારૂ નીર્ણય છે; અને તેઓના સુખની વૃદ્ધિ કરવી, તેઓના ઉદયમાં વધારો કરવો, અને તેઓની આબાદાની વધારવી, આવા અમારા રાજ્યના હમેશને વાસ્તે ઉદ્દેશો અને હેતુઓ છે."

---

## Proclamation by the King in Council to the Princes, Chiefs and People of India.

### 1903.

"IT gives me much pleasure to send a Message of greeting to my Indian people, on the solemn occasion when they are celebrating my Coronation. Only a small number of the Indian Princes and representatives were able to be present at the Ceremony which took place in London; and I accordingly

instructed my Viceroy and Governor General to hold a great Durbar at Delhi, in order to afford an opportunity to all the Indian Princes, Chiefs and Peoples, and to the Officials of my Government, to commemorate this auspicious event Ever since my visit to India in 1875, I have regarded that Country and its Peoples with deep affection. and I am conscious of their earnest and loyal devotion to my House and Throne During recent years many evidences of their attachment have reached me and my Indian Troops have rendered conspicuous services in the Wars and Victories of my Empire.

"I confidently hope that my beloved Son, the Prince of Wales, and the Princess of Wales, may before long be able to make themselves personally acquainted with India, a country which I have always desired that they should see, and which they are equally anxious to visit Gladly would I have come to India upon this eventful occasion myself had this been found possible I have, however, sent my dear Brother, the Duke of Connaught, who is already so well known in India, in order that my Family may be represented at the Ceremony held to celebrate my Coronation

"My desire since I succeeded to the Throne of my revered Mother, the late Queen Victoria, the First Empress of India, has been to maintain unimpaired the same principles of humane and equitable Administration which secured for her in so wonderful a degree the veneration and affection of her Indian Subjects To all my Feudatories and Subjects throughout India, I renew the assurance of my regard for their liberties, of respect for their dignities and rights, of interest in their advancement, and of devotion to their welfare, which are the supreme aim and object of my rule, and which, under the blessing of Almighty God, will lead to the increas-

ing prosperity of my Indian Empire, and the greater happiness of its People."

## નામદાર શહેનશાહ એડવર્ડ સાતમાએ-રાજાઓને, ઠાકોરોને અને સમગ્ર હિન્દની પ્રજાને પોતે હિન્દના શહેનશાહ તરીકે જાહેર થયા તે વખતે મોકલાવેલો પેગામ.




૧૯૦૩ ના ઠંઠેરો.

"મારા રાજ્યારોહણનો ઉત્સવ કરવાને મારી હિન્દની પ્રજા એકઠી થઈ છે તે શુભ પ્રસંગે આ પેગામ મોકલતાં મને ઘણો આનંદ થાય છે. મારા રાજ્યારોહણની ક્રિયા લંડનમાં કરવામાં આવી તે પ્રસંગે ફક્ત થોડા રાજાઓ અને પ્રતિનિધિઓ આવી શક્યા હતા, તેથી આ શુભ અવસરના સંભારણાના ઉત્સવમાં ભાગ લેવાની હિન્દના સઘળા રાજાઓને, સરદારોને, લોકોને અને સરકારી અધિકારીઓને, તક આપવાને દિલ્હીમાં દરબાર ભરવાની મેં મારા વાઇસરોય અને ગવર્નર જનરલને સૂચના આપી છે. મેં ઇ. સ. ૧૮૭૫ માં હિન્દની મુલાકાત લીધી ત્યારથી હિન્દ અને ત્યાંના લોકો પ્રત્યે હું અતિ પ્રેમની લાગણી ધરાવું છું. અને મારા વંશ તથા ગાદી પ્રત્યે તેઓ ખરા દિલથી વફાદાર છે તે હું જાણું છું. પાછલાં થોડાં વર્ષોમાં તેમની રાજ્યભક્તિના કેટલાક દાખલા મને મળ્યા છે અને મારા હિન્દના લશ્કરે મારા શહેનશાહતની ચઢાઇઓ તથા ફતેહમાં ઘણી સારી સેવા બજાવી છે."

"મારા પ્રિય પુત્ર પ્રિન્સ ઓફ વેલ્સ અને તેમના પત્ની હિન્દનો મુલક જુવે એવી મારી સતત્ ધારણા છે. તેઓ પણ હિન્દની મુલાકાત લેવાને તેટલાં જ આતુર છે અને મને સંપૂર્ણ આશા છે કે થોડા વખતમાં તેઓ જાતે હિન્દથી વાકેફ થવાને શક્તિમાન થશે. આ અગત્યના પ્રસંગે બની શકતું હોત તો મારી આવવાની ઘણી ખુશી હતી. તોપણ મેં મારા વ્હાલા ભાઈ ડ્યુક ઓફ કોનોટ જે હિન્દમાં ઘણા પ્રસિદ્ધ છે તેમને મારા રાજ્યારોહણના ઉત્સવને પ્રસંગે મારા કુટુંબના પ્રતિનિધિ તરીકે મોકલ્યા છે."

"મારા પૂજ્ય માતુશ્રી, હિન્દના પહેલા શહેનશાહ રાણી, મહુમ માહારાણીશ્રી વિક્ટોરીઆની ગાદી મને મળી ત્યારથી જે દયાળુ અને ન્યાયી રાજ્યનીતિથી તેમણે પોતાની હિન્દની પ્રજાની આટલી બધી આશ્ચર્યજનક ભક્તિ અને પ્રીતિ મેળવી હતી એવીજ રાજનીતિ ચાલુ રાખવાની મારી ધારણા છે હિન્દના મારા સઘળા રક્ષિત રાજાઓને તથા સઘળી પ્રજાને હુ એકવાર ફરીથી ખાત્રી આપુ છુ કે હુ તેમની સ્વતત્રતા જાળવીશ, તેમના હકો અને દરજ્જાને માન આપીશ, તેમની જે પ્રકારે ચઢતી થાય તે બાબતોમા હુ ઉલટથી લક્ષ આપીશ અને તેમના ભલાને માટે કાળજી રાખીશ આ સઘળી લાગણીઓમા મારા અમલની ઉમેદો સમાયલી છે, અને તે સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપાથી અમલમા મુકવાથી મારી હિન્દની શહેનશાહતની આબાદી વધતી જશે, અને હિન્દની પ્રજાના સુખમા વધારો થશે"

---

## The Proclamation by the King in Council to the Princes, Chiefs and People of India.
## 1908.

"IT is now fifty years since Queen Victoria, My Beloved Mother, and My August Predecessor on the Throne of these Realms, for divers weighty reasons, with the advice and consent of Parliament, took upon herself the Government of the territories theretofore administered by the East India Company I deem this a fitting anniversary on which to greet the Princes and Peoples of India, in commemoration of the exalted task then solemnly undertaken Half a century is but a brief span in your long annals, yet this half century that ends to-day will stand amid the floods of your historic ages, a far shining land mark. The Proclamation of the direct supremacy of the crown sealed the unity of Indian Government and opened a new era The journey was arduous, and the advance may have sometimes seemed slow, but the incorporation of many strangely diversified communities, and of some

three hundred millions of the human race, under British guidance, and control has proceeded steadfastly and without pause. We survey our labours of the past half century with clear gaze and good conscience.

(2) Difficulties such as attend all human rule in every age and place, have risen up from day to-day. They have been faced by the servants of the British crown with toil and courage and patience, with deep counsel and a resolution, that has never faltered nor shaken. If errors have occurred, the Agents of my Government have spared no pains and no self-sacrifice to correct them: if abuses have been proved, rigorous hands have laboured to apply a remedy.

(3) No secret of empire can avert the scourge of drought and plague, but experienced administrators have done all that skill and devotion are capable of doing, to mitigate these dire calamities of nature. For a longer period than was ever known in your land before you have escaped the dire calamities of war within your borders. Internal peace has been unbroken.

(4) In the great Charter of 1858, Queen Victoria gave you noble assurance of her earnest desire to stimulate the peaceful industry of India, to promote works of public utility and improvement, and to administer the Government for the benefit of all resident therein. The schemes that have been diligently framed and executed for promoting your material convenience and advance—schemes unsurpassed in their magnitude and their boldness—bear witness before the world to the zeal with which that benignant promise has been fulfilled.

(5) The rights and privileges of the Feudatory Princes and Ruling Chiefs have been respected, preserved and guarded; and the loyalty [illegible]

been unswerving No man among my subjects has been favoured, molested, or disquieted, by reason of his religious belief or worship All men have enjoyed protection of the law The law itself has been administered without disrespect to creed or caste, or to usages and ideas rooted in your civilization it has been simplified in form, and its machinery adjusted to the requirements of ancient communities slowly entering a new world •

( 6 ) The charge confided to my Government concerns the destinies of countless multitudes of men now and for ages to come, and it is a paramount duty to repress with a stern arm guilty conspiracies that have no just cause and no serious aim These conspiracies I know to be abhorrent to the loyal and faithful character of the vast hosts of my Indian subjects, and I will not suffer them to turn me aside from my task of building up the fabric of security and order

( 7 ) Unwilling that this historic anniversary should pass without some signal mark of royal clemency and grace, I have directed that, as was ordered on the memorable occasion of the Coronation Durbar in 1903, the sentences of persons, whom our courts have duly punished for offences against the law, should be remitted, or in various degrees reduced, and it is my wish that such wrong doers may remain mindful of this act of mercy, and may conduct themselves without offence henceforth

( 8 ) Steps are being continuously taken towards obliterating distinctions of race as the test for access to post of public authority and power In this path I confidently expect and intend the progress henceforward to be steadfast and sure, as education spreads, experience ripens, and the lessons of responsibility are well learned by the keen intelligence and apt capabilities of India

(9) From the first, the principle of representative institutions began to be gradually introduced, and the time has come when, in the judgment of my Viceroy and Governor-General and others of my counsellors, that principle may be prudently extended. Important classes among you, representing ideas that have been fostered and encouraged by British rule, claim equality of citizenship, and greater share in legislation and Government. The politic satisfaction of such a claim will strengthen, not impair, existing authority and power. Administration will be all the more efficient, if the officers who conduct it have greater opportunities of regular contact with those whom it affects, and with those who influence and reflect common opinion about it. I will not speak of the measures that are now being diligently framed for these objects. They will speedily be made known to you, and will, I am very confident, mark a notable stage in the beneficent progress of your affairs.

(10) I recognise the valour and fidelity of my Indian troops, and at the New Year I have ordered that opportunity should be taken to show in substantial form this my high appreciation of their martial instincts, their splendid discipline, and their faithful readiness of service.

(11) The welfare of India was one of the objects dearest to the heart of Queen Victoria. By me, ever since my visit in 1875, the interest of India, its Princes and peoples, have been watched with an affectionate solicitude that time cannot weaken. My dear son the Prince of Wales, and the Princess of Wales, returned from their sojourn among you with warm attachment to your land, and true and earnest interest in its well-being and content. These sincere feelings of active

sympathy and hope for India on the part of my Royal House and line, only represent, and they do most truly represent, the deep and united will and purpose of the people of this kingdom

(12) May Divine protection and favour strength en the wisdom and mutual good will that are needed for the achievement of a task as glorious as was ever com mitted to rulers and subjects in any State or Empire of recorded time

## ઈ. સ. ૧૯૦૮ માં મહારાણીશ્રીના ૧૮૫૮ ના ઢંઢેરાને ૫૦ વર્ષ થયાં તે સમયે નામદાર શહેનશાહ એડવર્ડે નીચે પ્રમાણેનો પેગામ મોકલાવ્યો હતો.

### ૧૯૦૮ ના ઢંઢેરો.



૧ આ મારા વ્હાલા માતુશ્રી તથા આ રાજ્યના સિંહાસન ઉપર અમારી અગાઉ બિરાજમાન થઈ ગયેલા પરમ પૂજ્ય વિક્ટોરીઆ માહારાણીએ, ઈસ્ટ ઈંડીઆ કંપની જે મુલક ઉપર રાજ્યકારભાર ચલાવતી હતી તે મુલક અનેક વજનદાર સબબોને લીધે, પાર્લામેન્ટની સલાહ તથા સમતિથી, પોતાના હાથમા લીધો તેને હાલ ૫૦ વર્ષ થયા છે. તે વખતે ખરી નિષ્ઠાથી માથે લેવામા આવેલા મહાન કાર્યના સ્મરણાર્થે હિન્દુસ્તાનના રાજા રજવાડા તથા લોકોને અભિનંદન આપવામાટે આ પાટોત્સવ અમે યોગ્ય લેખીયે છીએ તમારી લાબી તવારીખમા અરધી સદીની મુદ્દત ઘણીજ ટુકી ગણાય, તે છતા આજે પુરી થતી અરધી સદી તમારા ઐતિહાસીક જમાનામા એક અતિશય ઝળકાટ ભરેલી યાદગીરી તરીકે રહેશે હિન્દુસ્તાન દેશ તાજના પ્રત્યક્ષ રાજ્યકારભાર તળે લેવા સબધના ઢંઢેરાથી હિન્દનો રાજ્યકારભાર એકત્ર થયો અને તવારીખના એક નવા જમાનાની શરૂઆત થઈ આ રાજ્યકારભાર ચલાવવાનુ કામ ઘણુ વિકટ હતું, અને તેની ગતિ કોઈ વખત ધીમી માલુમ પડી હશે, પણ એક બીજાથી ઉલટા વિચારો ધરાવનારી ઘણી કોમોને તેમજ આશરે ત્રીસ કરોડ માણસોને બ્રિટિશ દેખરેખ અને અકુશ હેઠળ એકત્ર કરવાનુ કામ મક્કમપણે તથા જરા પણ અટક્યા સિવાય આગળ વધ્યુ છે ગઈ અડધી સદીની અમારી મહેનત તરફ અમે સ્પષ્ટ દૃષ્ટિએ તથા શુદ્ધ અત કરણથી જોઈ શકીએ છીએ

વવાની માંગણી કરે છે. એવી માંગણી યોગ્ય તજવીજ કરીને કબુલ રાખવામાં આવે તો તેથી હાલની સરકારના અધિકારને તથા અમલને નુકસાન થવાને બદલે સામી મજબુતી મળશે. રાજ્યકારભાર ચલાવનાર અમલદારોને જે લોકો ઉપર તેઓ રાજ્યકારભાર ચલાવતા હોય તેમની સાથે અને જે લોકો તે રાજ્યકારભાર વિષે પ્રજામતને ચોકસ વલણ આપે છે અને તે પ્રસિદ્ધ કરે છે તેમની સાથે જે નિયમિત પરિચયમાં આવવાની વધારે તક મળે તો તેથી દેશનો રાજ્યકારભાર ઉલટો વધારે સારી રીતે ચાલશે. આ હેતુ પાર પાડવા માટે જે યોજના હાલ સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવે છે તેવિષે હાલ તુરત અમે કાંઈ પણ બોલવા માંગતા નથી. તે તમને થોડાજ વખતમાં જણાવવામાં આવશે અને અમને પુરતી ખાત્રી છે કે તે તમારા દેશના રાજ્યકારભારની હિતકારક વૃદ્ધિમાં નોંધી લેવા જોગ નિવડશે.

૧૦. અમે અમારા હિન્દના લશ્કરની બહાદુરી તથા વફાદારીની કદર પિછાનીએ છીએ, અને અમે હુકમ કર્યો છે કે તેની લડાયક વૃત્તિ તથા વખાણવા લાયક કવાયત તથા નિમકહલાલીથી સેવા બજાવવાની તેઓની આતુરતા માટે અમારા તરફથી કરવામાં આવતી ભારે પિછાન કાંઈક સંગીન રૂપમાં આવતે નવે વર્ષે બતાવવી.

૧૧. મર્હુમ મહારાણી વિકટોરીઆના દિલમાં વ્હાલામાં વ્હાલી નેમ હિન્દનું કલ્યાણ કરવાની હતી. સન ૧૮૭૫ માં અમે હિન્દુસ્તાનની મુલાકાત લીધી ત્યારથીજ અમે એ દેશના રાજાઓના તથા લોકોના લાભ એવી તો પ્રેમપૂર્વક કાળજીથી તપાસતા આવ્યા છીએ કે તેમાં કાળે કરીને કાંઈ પણ ઘટાડો થયો નથી. અમારા વ્હાલા શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ અને તેમનાં પત્ની પ્રિન્સેસ ઓફ વેલ્સ તમારા મુલકમાં મુસાફરી કરીને પાછાં ફર્યા ત્યારથી તમારી ભૂમિતરફ તેમને પ્રેમની લાગણી પેદા થયેલી છે, અને ત્યાંના લોકોના કલ્યાણ તથા સંતોષ માટે તેઓ ખરેખરી અને અંતઃકરણપૂર્વકની કાળજી ધરાવે છે. અમારા બાદશાહી કુટુંબ તથા વંશ તરફથી હિન્દુસ્તાન માટે એ રીતે ખંત ભરેલી દિલસોજીની જે સાચી લાગણીઓ દેખાડવામાં આવે છે તેજ અહીંના રાજ્યના લોકોની ઉંડી તથા એકત્ર થયેલી ઇચ્છા તથા નેમ નક્કીપણે અને વાસ્તવિક રીતે દર્શાવે છે.

૧૨. જગતના લેખીત ઇતિહાસમાં કોઇ પણ રાજ્ય અથવા શહેનશાહતના રાજ્યકર્તા તેમ જ પ્રજાને આજ સુધી કદી પણ નહીં સોંપવામાં આવ્યું હોય એવું મહાભારત અને કીર્તિવાળું કામ પાર પાડવા માટે જે ડહાપણ તથા પરસ્પરસની ભલી લાગણીની જરૂર છે તે ડહાપણ અને ભલી લાગણી પ્રભુની કૃપા તથા મદદથી મજબુત થાય એવી અમારી પ્રાર્થના છે.